એક આનાનું પોસ્ટેજ મળવે મુફત મોકલવામાં આવશે.

# ગાસાન-સરાયંશન બા-મીથ્ર

યાને

# ગેહ-સારણાનું ભણતર તથા તે સાથે ચાલુ કરવા જોઈતા જુદાં ખ્યાલાત યાને વીચારો.

લખનાર: એરવદ ફીરોજ શાપુરજી મસાણી,
એમ. એ., એલ એલ. બી., સોલીસીટર.

મુંબઈ.

૧૯[illegible].

# ગાસાન-સરાયશન બા-મીથ્ર

યાને

# ગેહ-સારણાનું ભણતર તથા તે સાથે ચાલુ કરવા જોઈતા બુલંદ ખ્યાલાત યાને વીચારો.

લખનાર: એરવદ ફીરોજ શાપુરજી મસાની,
એમ. એ., એલ એલ. બી., સોલીસીટર.
મુંબઈ.

૧૯૨૭.



આ કેતાબ દીનશાહ શાપુરજી મસાનીએ મુંબઇના કોટમાં
બેંક-ક્રોસ-સ્ટ્રીટ ખાતે "ધી. ક્રેશો-ગર્ડ પ્રીંટીંગ પ્રેસ"
માં છાપી છે, અને ફીરોજ શાપુરજી મસાની
સોલીસીટરે, ૩૭૫, હોર્નબી રોડ,
મુંબઇમાં પ્રગટ કરી છે.



# કેતાબ સાથે નેક યાદ!

## અનુશેહ રવાન બહેશ્ત-બહેરેહ ગુલબાઈ-બીન્ત-કાવસજીની નેક યાદમાં

દુઆ ગુજારૂં છું કે

વહાલી માતા તરીકે આ નાચીજ દીકરા માટે જે જે મહેનત કરી

સૌથી સરસ રીતે ઉધારવાની આપે જે હેતભરી કાળજી કરી છે

તે માતા તરીકેના સૌથી બુલંદ કેસાસની ફરજ વાજબી

રીતે અદા કરવાના બદલામાં—

તમો તમારાં ઉરવનના બાતેની આતશની મારફતે તથા જે જે મીથ્ર અને માંથ્ર, તથા જે જે યસ્ન ક્રીયા તરીકે થતાં રહે છે તેની ખારતરો મારફતે, તમારાં ફરોહરની તુફેલમાં (ઉંચ વસીલામાં રહીને), જે પ્રમાણે દાદાર હોરમજદે હુમત, હૂખ્ત, હવરસ્તના ત્રણ કદમથી તમામ સૃષ્ટિ-રચના પેદા કરી છે તેજ કદમને પેશ પડતા તમારાં પોતીકાં હુમત, હૂખ્ત અને હવરસ્તની મારફતે, અશો સરોશ યજદની પનાહમાં રહીને, બહેશ્ત-બહેરેહ થઇને, ચાલુ અને ચાલુ "અર્ષમ્" તરફ પગથ્યે પગથ્યે આગળ અને આગળ મીનોઇ વૃદ્ધિમાં વધતાં રહો!

**સરોશ અશો ફીરોઝગર યાર વ પાદાર વ નેગેહ્દાર વ ગુરદાર વ પાના વ પાસ્બાને-રવાને-બહેશ્ત-બહેરેહ ઓસ્તા ગુલબાઈ બીન્ત એરવદ કાઉસ બાશ!**

આમીન! આમીન!! આમીન!!!

———:o:———

# આ કેતાબ બાબે સુચના.



શરૂઆતમાં સૃષ્ટિના પેદા કરનાર અહુરામજદા, તથા અમ-શાસ્પંદો, મીનો, દએ, ફરરોખ, યજદો જેવા નૂરમંદ સાહેબોને નમન કરી, વખ્શુરે-વખ્શુરાન રમ્જ-ગો અહુરાના અશો સ્પિતમાન.જરાતોશ્ત સાહેબનાં શાદ રૂહ ઉપર દરૂદ ગુજારી, તેવણુ સાહેબના તનાસુલી સીલસીલો ધરાવનારા તમામ જાય-નશીનો અને દીન-રાઇનીદારો ઉપર આફ્રીન કરી આ કેતાબ બાબે સુચના કરવાની મુજના ખુદાની રજા લઉંછું.

જરથોશ્તી દએનમાં જે બધી બુલંદ "યસ્ન" યાને ક્રીયાઓ ફરમાવેલી છે તેમાં ગુજર પામેલાં અનુશેહ-રવાનોની તમામ મોતેબર ક્રીયાઓમાં બે ક્રીયાઓ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. શરીરથી રવાન છુટું થયા પછી લાસને ઠેકાણે પાડવા માટે અને દોખ્મે-નશીનીને લાયક કરવાને માટે લાસની નજદીક તેનો સચકાર વગેરે થઈ રહ્યા બાદ, નાની "યશ્તગાંન" યાને ભોંય આગળનું ભણુતર ચાલુ કરવામાં આવે છે, અને તે પછી મોટી "યશ્તગાન" યાને ગેહ-સારણું ભણુવામાં આવે છે, કે જે ભણુતરને માટે આ કેતાબ ખાસ લખવામાં આવી છે. બીજી અગત્યની ક્રીયા "પાદ-રૂજ" ને નામે જણાયલી છે, અને જેને આપણે 'પાછલી રાતના ઉઠમણા તથા ચહારૂમની ક્રીયા તરીકે ઓળખ્યે છીએ, જે વખતે ગુજર પામેલાં રવાનનો હીસાબ-શુમાર થાય છે તે વખત રવાનના ગુજર પામવાના દીવસની બામદાદથી ગણતાં ત્રણ દીવસ પુરા થવાની આગમજનો સવાથી દોઢ કલાકનો ઐયામ છે, અને આ વખત વંદીદાદમાં

જણાવવા મુજબ ત્રીજી રાતની બામદાદં આગમજનો છે જે વખતે તે રવાનનો હોશ જાગૃત થઇને આ દુન્યામાંથી સેવટની કુચ કરી જાય છે. તે વખતને "પાદ–રૂજ" યાને "બદલો મેળવવાનો દીવસ" તરીકે ઓળખાય છે અને તે વખતે જે "ધુપ–સારણા" ની ક્રીયા તેજ વખતે કદીબી નહી ચુકી જવી જોઇએ તેવી છે તે ક્રીયાની બુલંદી તથા અગત્યતા પુષ્કળ જણાવવામાં આવી છે. આ ક્રીયા વખતે ગુજર પામનારના હમ–ખેશી, સગાવ્હાલાં, તથા દોસ્ત–આસ્ના વગેરેએ જરૂર મીજલસ થઇને ક્રીયા નજદીક હાજરી આપવાની ફરજ છે, અને તે ક્રીયાનું ભણતર ચાલુ હોય તે વખતે "પાદ–રૂજ" ના ખાસ ખ્યાલાત યાને વિચારો દરેક મજલસીએ રવાનની ખુશાલી યાતો તસલ્લીને ખાતર કરવાની જરૂર છે. આ બુલંદ ક્રીયા "પાદ–રૂજ" ને માટે એક મોટું આશરે ૧૭૫ પાનાનું ચોપાન્યું માનવંત ઉસ્તાદ સાહેબ બેહેરામશા નવરોજી શરાફની મહેરબાનીથી બહાર પાડીને જરથોસ્તી ઇલ્મે–ક્ષનૂમ ઇન્સ્ટીત્યુટ તરફથી અત્યાર આગમચ મુફત વહેંચાયું છે, અને તેની નકલ હજીબી ખાહેશમંદને માટે ફાજલ પાડીને મુફત આપવામાં આવે છે. આ "**પાદ–રૂજ**" ની કેતાબમાં મરણ પછીની જરથોસ્તી દએન મુજબ સમજાવેલી હાલત તુલોતવીલ સમજાવવા ઉપરાંત તેમાં '**પાદ–રૂજ" ની ક્રીયાના મીથ્ર** ખાસ આપવામાં આવ્યા છે, જે મીથ્ર ચહારૂમની ક્રીયામાં હાજર રહેનારાઓને બહુજ કીમતી રીતે ઉપયોગી થઇ પડે છે, અને તે મીથ્રની મોજ જેઓએ જાતે એવી ક્રીયામાં હાજર રહીને તેના ખ્યાલાત યાને વિચારો ફેંકીને પોતે ચાખી છે તેઓજ. પીછાણી શકે છે.

આ "પાદ–રૂજ" ની ક્રીયાની મીસાલ "ગેહ–સારણા" નું ભણતર પણ તેટલુંજ અગત્યનું છે. જે વખતે રવાન પોતે શરીરને છોડી દહ "કેહપં" યાને અણદીઠ શરીર–આકારમાં જયાં ખાકી શરીરનો સચકાર કરીને મુકેલું હોય છે ત્યાં માથાં નજદીક રોશન ચેરાગ આગળ ત્રણ રાત રહે છે, અને તે ખાકી શરીર સાથે ઉશ્તાનના બલુ દોરા રૂપી

પ્રવાહ મારફતે અણદીઠ સંબંધ રાખે છે, તે વખતે બાકી શરીર જે એકવાર રવાનનું પોતીકું ઘેર મીસાલ હતું તેની બરાબર વ્યવસ્થા કરવા માટે તથા દોખ્મા નજદીક લઇ જવા અગાઉ જે "સ્તોત" નો કીલ્લારૂપી બચાવ તેને આપવાની જરૂર છે તે "સ્તોત" અહુનવદ ગાથાના તમામ સાત હા જેને "ગેહ-સારણું" તરીકે ઓળખવામાં આવે છે તે બુલંદ સ્તોત માટે અવસ્તા ભણતરના એજમતી કલામો વખ્શુરે-વખ્શુરાંન સાહેબે રચી આપ્યા છે. ગેહ-સારણા તરીકે આ ગાથાનું ભણતર કેટલી બધી કીમતનું છે તે બાબે ઇજિશ્નેના હા ૫૫ ના નીચે આપેલા ફકરાઓ ગોખી રાખવાની ખાસ જરૂર છે—

**"યાઓ નો હઁન્તી ગાથાઓ હરૅથ્રવઇતિશ્ચ પાથ્રવઇતિશ્ચ મઇન્યુશ ખરૅથાઓસ્ચ; યાઓ નો હઁન્તી ઉરૂને વએમ ખરૅથૅમ્ચ વસ્ત્રૅમ્ચ. તાઓ નો હઁન્તી ગાથાઓ હરૅથ્રવઇતિશ્ચ પાથ્રવઇતિશ્ચ મઇન્યુશ ખરૅથાઓસ્ચ; તાઓ નો હઁન્તી ઉરૂને વએમ ખરૅથૅમ્ચ વસ્ત્રૅમ્ચ. તાઓ નો બુયાંન હુ-મીજદાઓ અશ-મીજદાઓ અષો-મીજદાઓ પરો અસ્નાઇ અંઘહુયે પસ્વસ્ચ અસ્તસ્ચ બઓદસ્ચ વી-ઉર્વીશ્તીમ."**

**—યજશ્ને, હા ૫૫; ૨.**

યાને કે "જે ગાથા હમુને રક્ષણ કરનારા તથા બચાવ કરનારા તથા મીનોઇ ખોરાક જેવા છે; જે ગાથા હમારાં રવાનને માટે ખોરાક તથા વસ્ત્ર બેઉ છે, તે ગાથા હમુને રક્ષણ કરનારા તથા બચાવ કરનારા તથા મીનોઇ ખોરાક જેવા છે; તે ગાથા હમારાં રવાનને માટે ખોરાક તથા વસ્ત્ર બેઉ છે. બાકી શરીર તથા શુદ્ધબુદ્ધ એકબીજાથી છુટાં થયા પછી (યાને ગુજરવા બાદ) તે ગાથા હમુને પેલી દુન્યામાં સારો બદલો આપનારા, પુરતો બદલો આપનારા તથા અશોઇનો બદલો આપનારા થાએ!"

હાલમાં ગુજરેલાંની પાયદસ્તની ભેગી મળેલી મીજલસમાં હાજર રહેલાં બાનુઓ અને ગૃહસ્થો એ મહાન પ્રસંગની ગંભીરતા જાળવવાને બદલે ભળતી સળતી દુન્યવી બાબદોની વાતચીતમાં વખ્ત ગાળે છે તે ઘણુંજ નામુનાસેબ છે. આ ગેહ–સારણું શરૂ થાય ત્યારથી તે તમામ પુરૂં થાય ત્યાં સુધી ગુજર પામનારના ખેશીઓ તથા દોસ્ત આસ્નાઓએ તેમજ અન્જુમને ત્યાં હાજર રહી કુસ્તી–પાદીયાવ કરીને સરોશ બાજ ગેહ ભણી લઇને નીચે આગળ ચાલતાં જણાવ્યા મુજબ "**સરોશની બાજ**" લેઇને ગેહ–સારણાંના ખ્યાલાત યાને વિચારોમાં મશ્ગુલ રહેવાની ખાસ ફરજ છે, અને જેમ જેમ મોબેદ સાહેબો તરફથી ગેહ–સારણાના ફકરા બુલંદ અવાજે ભણાતા જાય તેમ તેમ તેને લગતા આ કેતાબમાં સમાવેલા બુલંદ ખ્યાલાતની અંદરજ લીન થઇને આ સૃષ્ટિ–રચનાની સેવટની નેમ ચાલુ યાદ રાખી, આ "સે–પંજી સરાય" એટલે "ત્રણ પાંચ દીવસના મુસાફર–ખાના" જેવી દુન્યાનાં તકલીદીપણાંનો ખ્યાલ મજબુત નજર સનમુખ રાખી, તે ગુજર પામેલાં રવાનનો હોશ આ દુન્યા સાથનો સંબંધ સદાનો કાપી નાંખીને હવે બસ પેલી અણદીઠ આલમોમાંજ મીનોઇ વૃદ્ધિમાં આગળ વધતું રહે એવા પ્રકારના ખાસ ખ્યાલાત (વિચારો) ચાલુ ફેંકવાની બધા મીજલસીઓની ગંભીર ફરજ છે. આ વખતે મીજલસીઓએ દુન્યાદારીની યા બીજી ત્રીજી કોઇબી બાબદની વાતચીત પોત પોતામાં કરવી જોઇતી નથી, પણ જે ગંભીર પ્રસંગ માટે તેઓ ભેગા મળ્યા છે તે પ્રસંગનેજ યાદ રાખીને તે પ્રસંગને લગતા ઘટતા ખ્યાલાત યાને વિચારો કરી શકાય એવી મતલબથીજ આ નાની કેતાબ બહાર પાડવામાં આવી છે.

**ગેહ–સારણું, દોખ્મે–નશીની, સરોશની ક્રીયાઓ,** તથા જીંદગી દરમ્યાન સાબેત **પાદયાવ કુસ્તી સાથની ફરજયાત કીધેલી બંદગી**—આ ચાર પાયાઓ ગુજર પામનારનાં શબના સેવટના આ દુન્યાદારીના મજબુત મીથ્રના "પીંજર" યાને કોટલાંને ભાંગી તોડીને ભ્રષ્ટ કરવામાં

મદદગાર થાય છે એમ વખ્શુરે-વખ્શુરાંન સાહેબનો કોલ છે. ઉરવાનને ગુજર પામવા બાદ આ દુન્યા તરફ ખેંચાયલું નહી રહેવામાં જેટલી ક્રીયાઓ મદદગાર થઇ પડતી હોય તે દરેક ક્રીયાઓ બરાબર કાયદાસર કરવામાં તે ઉરવાનને અતી ઘણો ફાયદો થાય છે. ઉરવાન ગુજર પામ્યા પછી જો તેની ખાહેશોનું પીંજર આખું રહેવાને લીધે આ દુન્યા તરફ કંઇપણ કહેવાતા સાયન્ટીફીક પ્રયોગોથી યા સાંધનોથી યા બીજા કોઇપણ સબબથી ખેંચાયા કરે છે તો તે ઘણુંજ દુઃખી થાય છે, કે જે પ્રમાણે ગુજર પામનાર માટે જીવતાંઓએ કીધેલાં રડણ તથા વીલાપથી પણ તે ઉરવાન આ દુન્યા તરફ ખેંચાઇને ઘણુંજ કમકમે છે અને દુઃખી થાય છે. આવું ખેંચાણ તે ઉરવાનને માટે નહી ખમી શકાય એવું દોજખ જેવું ભયંકર દુઃખ થઇ પડે છે. તેવાં દુઃખમાંથી ઉરવાનને સદાનું મુક્ત કરી અણદીઠ આલમોની અંદર ચાલુ શાંતી અને મીનોઇ ખુશાલી તરફજ તેની વળાણ રહે, અને અશો સરોશ યજદના બુલંદ અશો પ્રવાહોની પોશ્ત-પનાહી મેળવે તેને ખાતરજ તે ઉરવાનને લાયક સંજોગો ઉભા કરી આપવામાં મોટી મદદ તરીકે ગેહ-સારણું, દોખ્મે-નશીની, સરોશની યજશ્ને તથા વંદીદાદની ક્રીયાઓ, તથા પહેલા ત્રણ દીવસ દરેક ગેહમાં થતી સરોશની બાજની ક્રીયાઓ કરવામાં આવે છે, અને આ ક્રીયાઓ તે રવાનની પોતીકી જીંદગી દરમ્યાનની ફરજયાત બંદગી-ની અસરોની સાથે મળીને તે ઉરવાનને શબના મીથ્રં યાને પીંજરમાંથી મુકત કરવામાં ખાસ મદદગાર થઇ પડે છે. આવા એક અતી અગત્યના પ્રસંગને માટે જે વખતે ઉરવાન લાંબી મુસાફરીએ અણદીઠ આલમ તરફ જવાની તૈયારીમાં રહે છે તે વખતે આપણા વીચારો કેવી રીતના રાખવા જોઇએ, અને મજલસી તરીકે ગુજર પામનાર વહાલાં ખેશી યા મીત્રને વીચાર તથા ભણતરના શબ્દોના ધ્વનીના કાયદાઓને (Laws of Thought-Vibrations and Word-Vibrations) આધારે કેવી રીતે આપણે મદદગાર થઇ શકયે છીએ, તેનો એક ઝાંખો ખ્યાલ આપવાની મકસદથીજ આ કેતાબ લખવામાં આવી છે.

આ વીચાર અને ચિત્તની એકાગ્રતા (Convergency and Concentration of Thought-Force) જાળવવાનો અસલ જરથોસ્તી કાયદો આપણાં વચ્ચેથી ગુમ થયલો હોય એમ લાગે છે, અને આપણી ખાનગી બંદગી યા ક્રીયાકામ વખતે તેમજ જાહેર મીજલસો જેવી કે લગન, નવજોત, ગેહ–સારણું, પાદ–રૂજ તથા જશન જેવાં ક્રીયાકામ દરમ્યાન આપણી ખાસ હાજરીની જરૂરયાત પીછાણી શકતા નથી, તથા તે પ્રસંગને અનુસરતા વીચારો ધરાવી, મનને એકાગ્ર કરીને કોઇનેબી મદદ યા ફાયદો થાય એવું હાલ કરી શકતાં નથી, કારણકે "મીથ્રનો કાયદો" યાને વિચાર અને લાયક દુઆનાં બળથી મદદ કરવાનો કાયદો આપણી કોમ ભુલી જતાં શીખી છે. અવસ્તા **માંથ્ર** યાને કલામો તો તલવારના ગોયા તેજી પાના મીસાલ છે, તેને લગતા અંદર સમાવેલા **મીથ્ર** યાને અસલ વિચારો ગોયા તલવારના હાથા મીસાલ છે, જ્યારે **અશોઇનું** કુવ્વત ગોયા શમ્શીર–બાઝનાં બદનનાં જોર મીસાલ છે. જે પ્રમાણે એક તલવાર ફેરવનારને તેજી હાથાવાળી તલવાર સાથે બદનનું કુવ્વત તેમજ તે ફેરવવાની કવાયદની જરૂર છે, તેજ પ્રમાણે એક ખરા બંદગી કરનારને બંદગીનું સંપુર્ણ ફળ પામવા માટે અવસ્તા માંથ્ર ઉપરાંત તેના અસલ મીથ્રનું જ્ઞાન તથા તરીકતોની કવાયદથી તનમાં ખીલવેલું અશોઇનું કુવ્વત એ બન્નેની એકસરખી જરૂર પડે છે. આ જરથોસ્તી મીથ્રનો કાયદો અશોઇની તરીકતોની સાથે પાછો સજીવન કરવામાં આવશે, ત્યારે અને ત્યારેજ આપણી કોમ પોતીકી બંદગી તેમજ ક્રીયાકામ, જાહેર યા ખાનગી, નો વાજબી બદલો મેળવવાને લાયક થઇ શકશે.

આ ગેહ–સારણાંના મીથ્રમાં જે ઉંડાણ ફીલસુફીનાં તત્વ સમાયલાં છે તે ખુદાનું ચાહવું હશે તો "**ફ્રશો–ગર્દ**" નામના ત્રીમાસીક ચોપાન્યામાં વખતોવખત સમજાવવામાં આવશે, અને જેઓને આ બાબે વધુ ઉંડાણથી સમજવાનો–શોખ હોય તેઓ તે સમજણ તે દીશાએથી પોતાની મકદુર મુજબ પોતાના ખુદાના ચાહવાથી મેળવી શકશે.

આ બાબદના સંબંધમાં થોડીક સુચનાઓ કરવાની જરૂર છે: ઉપર જે **સરોશની બાજ** લેવા માટે જણાવવામાં આવ્યું છે, તેના અવસ્તા નીચે મુજબ ભણવા જોઇએ; એ માટે ગેહ-સારણાંના વખતની આગમચ ગુજરનારનાં વ્હાલાંઓ સુદ્ધાં દરેક મજલેસી બાનુ તથા ગૃહસ્થે એલાહેદી જગ્યાએ કુસ્તી-પાદયાવ કરીને સરોશની બાજ લઇને મીજલસમાં બેસવું, અને મુન યાને ચુપકીદી ધારણ કરવી, કે જેથી સરોશની બાજ તુટે નહીં:

**ક્ષનઑથ્ર અહુરહે મજ્દાઓ, અષેંમ વૉહૂ ૩.**

**ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ વી-દએવો અહુર-ત્કએષો**
(હાવન, રપીથ્વન યા ઉઝીરન એ ત્રણમાંથી જે ગેહ હોય તે ભણવી)
**ફ્રસસ્તયએચ. સ્રઑષહે અષ્યેહે તખ્મહે તનુ-માંથ્રહે દરષિ-દ્રઑશ, આહૂઇરૂયેહે ક્ષનઑથ્ર યસ્નાઇચ વહમાઇચ ક્ષનઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. યથા અહૂ વઇરૂયો જઑતા ફ્રા મે મ્રૂતે, અથા રતુશ અષાત્ચિત્ હચ ફ્રા અષવ વીદ્વાઓ મ્રઑતૂ.**

* * *

**અહુનॅમ વઇરીમ તનૂમ પાઇતિ,**
**અહુનॅમ વઇરીમ તનૂમ પાઇતિ,**
**અહુનॅમ વઇરીમ તનૂમ પાઇતિ.**
**યથા અહૂ વઇરૂયો (૧)**
**કેમના મજ્દા મવઇતે પાયૂમ દદાત્**
**હયત્ મા દ્રેગ્વાઓ દીદરેષતા અએનંઘહે,**
**અન્યેમ થ્વહમાત્ આથ્રસ્ચા મનંઘહસ્ચા,**

* "**સ્રઑષॅમ અષીમ**" વાળો ફકરો ગેહ-સારણાં વખતે નહીં ભણવો જોઇએ તેથી અહીં કહાડી નાંખ્યો છે.

**ચથાઑ બ્યઑથ્નાઇશ અર્જમ થ્રઑશ્તા અહુરૅ.**
**તાંમ્ મોઇ દાંસ્તવામ્ દએનયાઈ ફ્રાવઑચા.**
**કે વૅરૅથ્રેમ-જા થ્વા પોઇ સેંગહા યોઇ હૅન્તી**
**ચિથ્રા મોઇ દાંમ્ અહૂબિશ રતૂમ્ ચીજદી**
**અત્ હોઇ વૅાહૂ સઑષો જન્તૂ મનંઘહા**
**મજદા અહ્માઇ યહ્માઈ વષી કહ્માઇ ચીત્.**
**પાત-નો ત્બિષ્યન્તત્ પઇરિ,**
**મજદાઑસ્ચ આરૂમઇતિશ્ચ સ્પૅન્તસ્ચ.**
**નસૅ દએવી દ્રુક્ષ, નસૅ દએવો-ચિથ્રે,**
**નસૅ દએવો ફ્રકરશ્તે, નસૅ દએવો-ફ્રદાઇતે,**
**અપ-દ્રુક્ષ નસૅ, અપ-દ્રુક્ષ દ્વાર,**
**અપ-દ્રુક્ષ વીનસૅ અપાખ્ઍદ્રે અપ નસ્યેહે.**
**મા મૅરૅન્ચઇનીશ ગએથાઑ અસ્તવઇતીશ અષહે.***

દરેક મજલસીએ આટલે સુધી ભણ્યા પછી, આ કેતાબમાંથી ગેહ–સારણાંના અવસ્તા મુવેદ સાહેબો જેમ જેમ પઢતા જાય તેમ તેમ જોતા રહી તેની સામે છાપેલા **મીઘ્ર** ઉપર ખાસ ધ્યાન આપતાં રહેવું.

વળી જે વખતે ગેહ–સારનારા મુવેદ સાહેબો પીઠ ફેરવીને ઉભા રહે, અને તે વખતે ઉરવાનના શબને નસેસાલારો ઘેનમાં મુકે, તે વખતે દરેક મજલસીઓ ઘણાજ ખાકસારીથી નમનતાઈ અને નાચીજીના મીઘ્ર કરવા કે અંતે આ ફાની દુન્યા છોડીને દરેકને પેલી અણદીઠ દુન્યા તરફ જવાનુંજ છે, વાસ્તે આ દુન્યાની નાપાયદારી અને રવાનની હમેશાની પાયદારીના ખુબ મીઘ્ર કરવા.

---

* આ **સરોશની બાજના** મીઘ્ર માટે જુઓ હેઠળ પાનાં ૩, ૫ અને ૭.

વળી ગેહ–સારણું પુરૂં થયા પછી મુંગે મહોડે બાજ તથા પેવંદ રાખીનેજ સેજદો ઘણી અદબ આદાબથી સર ઝુકાવીને ત્યાં હાજર રહેલાં ગુજરેલાં અણદીઠ ઉરવાનનો કરવો. અને ત્યાર બાદ જો પાયદસ્ત જવાની હોય તો બીજા મજલસીનું પેવંદ રૂમાલ યા પીછોડી વતી પકડીને મુંગે મહોડે અષૅમ વૉહૂના મીથ્ર કરતાં કરતાં ઘેન (ગેહાંન) લઇ જનારાઓથી ઘણે દૂર દૂર ધીમે કદમે જવું, અને મુન યાને ચુપકીદી રાખીનેજ યથા–અષૅમ ભણતાં ભણતાં પાયદસ્ત કરવું યાને ઉરવાનને ચાલુ મનમાં નમસ્કાર કરવા, અને દોખ્મા વાળી જગ્યાએ પાછો સેજદો કરી રહ્યા પછી, નસેસાલારો દોખ્મામાં રાખ મુકીને બ્હાર આવે તે પછી **સરોશની બાજ** નીચે મુજબ મુકવી:

**નॅમસ્ચા યા આરૂમઇતીશ ઇજાૃચા**
**નॅમસ્ચા યા આરૂમઇતીશ ઇજાૃચા**
**નॅમસ્ચા યા આરૂમઇતીશ ઇજાૃચા**
**યથા અહૂ વઇર્યો (૨)**

**યસ્નॅમ્ચ વહ્મॅમ્ચ અઓજસ્ચ જવરॅચ આફ્રીનામિ સ્રઓ-ષહે અષ્યેહે તખ્મહે તનુ-માંથ્રહે દરૂષિ-દ્રઓશ આહુઇર્યેહે, અષॅમ્ વૉહૂ (૧).**

*** * ***

**હજંઘ્રॅમ્ બએષજનાંમ્ બએવરॅ બએષજનાંમ**
**હજંઘ્રॅમ્ બએષજનાંમ્ બએવરॅ બએષજનાંમ્**
**હજંઘ્રॅમ્ બએષજનાંમ્ બએવરॅ બએષજનાંમ્**
**અષॅમ્ વૉહૂ (૧).**

---

* અહીં આખી "**અહ્માઇ રએશ્ચ**" નથી લેવામાં આવી, કારણકે તે ભાગ ગુજર પામેલાં રવાનની દરેક ક્રીયા વખતે "સ્તોત" ને કાયદે ભણી શકાય નહી.

**જસ મે અવંઘહે મજદ, જસ મે અવંઘહે મજદ, જસ મે અવંઘહે મજદ, અમહે હુતાશતહે હુરઑદહે વૅરૅથ્રઘનહે અહુરદાતહે, વનઇનત્યાઑસ્ચ ઉપરતાતો, * * * સ્વાપહે ખદાતહે, જરવાનહે અકરનહે, જરવાનહે દરેઘો-ખદાતહે. અષૅમ વૅાહૂ (૧)**

આટલું ભણ્યા પછી મુંગે મ્હોડે શરીરના ઉઘાડા ભાગો જેવા કે હાથ ઉપર, મ્હોડાં ઉપર તથા પગ ઉપર નીરંગ ચોપડી, હાથ મ્હોડું તથા પગ પાણીએ ધોઇને મુગે મ્હોડે કુસ્તી છોડીને, "અહુરમજદ ખુદા" ભણીને કુસ્તી બાંધવી. પછી પાછું હાથ મ્હોડું ધોઇ આખી સરોશની ક્ષ્નૂમનની કુસ્તી કરવી, અને પછી ચાર જાતના નમસ્કારો—નમસ્કાર દોખ્માનો, નમસ્કાર પર્વતનો, નમસ્કાર પાણીનો, નમસ્કાર ઝાડપાનનો—ભણી લઇને, જો દોખ્માવાળી જગ્યાએ સગવડ હોય તો ત્યાં અને નહીં તો ઘેર આવીને નાહી લેવું. પાયદસ્ત જનારાઓએ ધ્યાનમાં રાખવું કે સધડીવાળું મકાન જયાં આતશે દાદગાહ રાખવામાં આવે છે ત્યાં પાયદસ્તે ગયા પછી અંગોળ કર્યા વગર જવું વાજબી નથી, તેમજ પવિત્ર આતશના કેબલાને અંગોળ કર્યા વગર સેજદો પણ કરવો ઘટતો નથી. અસલ પાયદસ્તની આગમંચથી માણસો રવાના કરીને તેઓ પાસે સધડીનું સુખડ તેમજ કુતરાંનો ખોરાક તેમજ ત્યાંજ બાંધેલી નાદનીઓમાં નાહીને પાયદસ્તે જનારાઓએ બદલવાનાં ચોખ્ખાં કપડાં વાગેરે એલાહેદાં મોકલવામાં આવતાં હતાં.

હવે જેઓ પાયદસ્તે નહી જનારા હોય તેઓએ તેમજ બાનુઓએ લાશ રસ્તા ઉપરથી ઘણે દૂર નહી દેખાય તેટલી દૂર ગયા પછી ઉપર

---

* "**જસમે અવંઘહે મજદ**" ને "**રામને ખાસ્ત્રહે**" થી તે "**સ્પૅન્તો મઇન્યઑમ**" સુધીનો ભાગ તથા આખી "**કૅરૂફેહૂ મોજદ**" નથી લેવામાં આવ્યાં, કારણકે તે ભાગો ગુજર પામેલાં રવાનની દરેક ક્રીયા વખતે "સ્તોત" ને કાયદે ભણી શકાય નહી.

લખેલા અવસ્તા ભણીને **સરોશની બાજ** મુકવી. બાજ મુકયા પછી આબે-જર યાને નીરંગથી હાથ મ્હોડું ધોઇને પછી પાણીથી હાથ મ્હોડું ધોઇને ત્યાંને ત્યાંજ મુંગે મ્હોડે કુસ્તી છોડીને "અહુરમજદ ખુદા"ની નીરંગ ભણીને કુસ્તી કરવી. પછી મરદોએ ઘેર જઇ યા નજદીકની દરેમેહેરમાં જઇ પાછું હાથ મ્હોડું ધોઇને "સરોશની ક્ષ્નૂમન સાથની આખી કુસ્તી" કરી લેવી. બાનુઓએ પણ ઘેરે જઇને હમામ લેવાની જરૂર છે, કારણકે તેઓ અંદરના ખંડમાં શબની નજદીકમાં બેસે છે. આશા છે જે આટલી સુચનાઓ ધ્યાન ઉપર લેવામાં આવશે. મરદોએ પાયદસ્તે જઈ આવ્યા પછી અંગોળ કરવાની ખાસ જરૂર છે, અને અંગોળ કરયા વગર કામેકાજે જવું યા આતશબહેરામ અગ્યારીમાં જવું ધર્મના ફરમાનથી ઉલટું છે એમ યાદ રાખવાની જરૂર છે, અને આ બાબદ પાયદસ્ત જવાથી શું શું અસરો થાય છે તે બારીકીથી સમજ્યા પછીજ સમજી શકાય છે.

હવે ત્યારે આપણે દુવા ગુજારીશું કે આ નાની કેતાબ પોતીકા ખુદાની મહેરબાનીથી હમ-દીનોને મરણ જેવા ગંભાર પ્રસંગને અનુસરતા ખ્યાલાત યાને વિચારો રાખતાં તેમજ તરીકત પાળતાં શીખવે, જેથી કરીને મીથ્રનો કાયદો અને ખાસ કરીને "બર-વક્તના મીથ્ર" યાને પ્રસંગને અનુસરતા વિચારો (ખ્યાલાત) ફેંકવાનો કાયદો જે જરથોસ્તી દીનમાં ખાસ સમજાવેલો છે, તે મુજબ દરેક બાબદમાં આપણા હમ-દીનો અમલ કરવાની ખાહેશ અને કાળજી રાખીને ઉરવનની વૃદ્ધિના બુલંદ કાર્યમાં પોતીકો અદના ફાળો આપતાં રહે! આમીન!

**ફીરોજ શાપુરજી મસાની.**

૩૭૫, હોર્નબી રોડ,
મુંબઇ, તા૦ ૧ લી જાનેવારી, ૧૯૨૭.



# ગાસાન-સરાયશ્ન બા-મીશ્ર

યાને

## ગેહ-સારણાનું ભણતર તથા તે સાથે ચાલુ કરવા જોઇતા બુલંદ ખ્યાલાત યાને વીચારો.

## મોટી યશ્તેગાંન યાને ગેહસારણાંના કલામો:

☞ ગુજરેલાંની ગેહ સારવાંને માંટે બે મુબેદ સાહેબો પાદીઆવ કુસ્તી કરી પદાંન બાંધી પૈવંદ ધરીને ઓછાંમાં ઓછાં ત્રણ કદમ દુર ઉભા રહીને ગેહાંન ઉપર નજર કરતા બેહુ જણ નીચે મુજબ **સરોશની બાજથી** શરૂ કરે:

૧ **ખ્શ્નઑથ્ર અહુરહે મજ્દાઓ!**

**અષૅમ વૉહૂ વહિશ્તૅમ્ અસ્તી; ઉશ્તા અસ્તી.**
**ઉશ્તા અહ્માઇ હ્યત્ અષાઇ વહિશ્તાઇ અષૅમ.**

**યથા અહૂ વઇર્યો અથા રતુશ્ અષાત્ચિત્ હચા,**
**વંઘહેઉશ્ દજ્દા મનંઘહો શ્યઑથનનાંમ્ અંઘહેઉશ્ મજ્દાઇ,**
**ખ્ષથ્રૅમ્ચા અહૂરાઈ આ યિમ્ દ્રૅગુબ્યો દદત્ વાસ્તારૅમ્.**

☞ (“**યથા**” પાંચ વાર પઢવો.)

**અષૅમ વૉહૂ ૩**

૨ **ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ્ વીદએવો અહુર-ત્કએષો.**

☞ (હાવન અથવા બીજી હાવન ગેહ હોય તો નીચે પ્રમાણે પઢે.*)

૩ **હાવનેએ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ખ્શ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ. સાવંઘહેએ વીસ્યાઇચ અષઑને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ખ્શ્નઑથ્રાઇચ ફ્રસસ્તયએચ.**

☞ (રપિથ્વન ગેહ હોય તો નીચે પ્રમાણે પઢે.)

---

* હાવનં; બીજી હાવન· યા રપીથ્વન તથા ઉઝીરન ગેહ સીવાય બીજી કોઇબી ગેહમાં ગેહસારણાંની ક્રીયા થઇ શકે નહીં.

# ગેહ-સારણું શરૂ કરતી વખતે ગેહસારનારા મુવેદ સાહેબો જે સરોશની બાજ લે છે તેના ભીશ્ર.

૧ જરથોસ્તી દએનના તમામ અશોઇના કાયદાઓની મારફતે "અસરે-તારીકી" એટલે દરૂજીના બદ પ્રવાહોને "અંસરે-રોશની" એટલે ભલી અસરોના પ્રવાહોમાં ફેરવી નાંખીને અહુરમજદને ખુશાલ કરયે! અને "અષેમ વોહૂ"ના કલામના બ્લુ સ્તોત ચાલુ "અઇપી" ની અંદર ફેલાવો પામે!

પાંચ યથાના કલામોની મારફતે જે "પંજી જરવીકશ" નામની બાતેન પાંચ ગતીઓ ભેજાં સાથે સંબંધ ધરાવે છે, અને ભીશ્રને જોશ આપે છે, તે પંજી જરવીકશની મારફતે અશો સરોશ યજદના પ્રવાહો ચાલુ ત્યાં મદદગાર થાય!

અષેમ વોહૂના કલામના બ્લુ સ્તોત ચાલુ ત્યાં પવિત્ર ખુરેહનો ત્રણ ત્રણ મરતબે વધારો કરે!

૨ અહેરેમનથી તદન જુદો અને અહુરમજદને લગતો જે મજદ-યસ્ની જરથોસ્તી દએન યાને કાયદો છે તે કાયદા મુજબ હું જાનફેશા-નીથી જીંદગી ગુજારૂં!

૩ હાવન, રપીથ્વન કે ઉજીરન (એ ત્રણમાંની જે ગેહ હોય તે) ગેહના મરતબાના ખુરશેદના અણદીઠ કીરણો ચાલુ ખુરેહનો વધારો કરે!

રપિથ્વિનાઇ અષઓંને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ખ્શ્નઓંથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદત્‌-ફ્રષવે જમ્તુમાઇચ અષઓંને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ખ્શ્નઓંથ્રાઇચ ફ્રસસ્તયએચ.

☞ (ઉજીરન ગેહ હોય તો નીચે પ્રમાણે પઢે.)

ઉજયેઇરિનાઇ અષઓંને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ખ્શ્નઓંથ્રાઇચ ફ્રસસ્તયએચ. ફ્રાદત્‌-વીરાઇ દખ્યુમાઇચ અષઓંને અષહે રથ્વે, યસ્નાઇચ વહ્માઇચ ખ્શ્નઓંથ્રાઇચ ફ્રસસ્તયએચ.

૪ સ્રઓષહે અષ્યેહે, તખ્મહે, તનુ-માંથ્રહે, દરૂષિ-દ્રઓશ, આહૂઇર્યેહે, ખ્શ્નઓંથ્ર યસ્નાઇચ વહ્માઇચ ખ્શ્નઓંથ્રાઇચ ફ્રસસ્તયએચ,

૫ યથા અહૂ વઇર્યો જઓતા ફ્રા મે મ્રૂતે,
અથા રતુશ અષાત્‌ચિત્‌ હચ, ફ્રા અષવ વીદ્વાઓ મ્રઓતૂ.†

૬ અહુનેંમ વઇરીમ તનૂમ પાઇતિ, અહુનેંમ વઇરીમ તનૂમ પાઇતિ, અહુનેંમ વઇરીમ તનૂમ પાઇતિ.

૭ યથા અહૂ વઇર્યો ૧

૮ કેમ ના મજ્દા મવઇતે પાયૂમ દદાત્‌,
હ્યત્‌ મા દ્રેગ્વાઓ દીદરેષતા અએનંઘહે,
અન્યેંમ થ્વહ્માત્‌ આથ્રસ્ચા મનંઘહસ્ચા,
યયાઓ શ્યઓથ્નાઇશ અષેંમ થ્રઓશ્તા અહુરા;

---

† ગેહ-સારણાની બાજ લેતી વખતે "સ્રઓષેંમ અષીમ" વાળું પદ ભણી શકાતું નથી.

૪ અશોઇના તમામ્ પ્રવાહોના ખજાનચી, તથા તગીની શકિત ધરાવનાર માંથ્રથી ભરપુર કેહર્પ ધરાવનાર, ગાલેબ, અહુરાને લગતા સરોશ યજદ સાથે હમો યજ થઇને અહુનવરનો નાદ પામ્યે !

૫ સરોશ યજદ અમારા જોતી તરીકે રહે અને અમો રાથ્વી તરીકે અશોઇની મારફતે અહુનવરનો નાદ સાંભળીશુંજ !

૬ અહુનવરનો નાદ અમારાં કેહર્પ (અણદીઠ શરીર) માં દાખલ થઇને દરૂજીના સપાટામાંથી કેહર્પને ત્રણ મરતબે બચાવેલું રાખે !

૭ તે સાહેબ એકજ છે, અને તેવણુની સાથે સીલસીલો ધરાવનાર જે રતોત અહુનવર છે તેનો નાદ "યથા"ના બુલંદ માંથ્ર મારફતે અમોને મળતો રહે !

૮ જ્યારેબી ઉરવનની વૃદ્ધિમાં ખલલ કરનારી મુશ્કેલીઓ તથા આગળા ભવોમાં ઉભી કીધેલી દરૂજીઓની અસરો કેસાસને કાયદે ખલલ કરે, તે વખતે હોરમજદને લગતા આતશ "આથ્રો અહુરહે મજદાઓ પુથ્ર" બાબે મીથ્ર કરવા સીવાય બીજો કંઇ ઉપાય નથી, અને તેજ મીથ્ર અમોને અશોઇમાં આગળ વધારે !

૯ તાંમ્ મોઇ દાંસ્તવાંમ્ દએનયાઇ ફ્રાવઑચ્યા.

૧૦ કે વૅરૅથ્રૅમ-જા થ્વા પોઇ સેંનગહા યોઇ હૅન્તી,
ચિથ્રા મોઇ દાંમ્ અહૂબિશ રતૂમ્ ચીજ્રદી;
અત્ હોઇ વૉહૂ સેરઑષો જન્તૂ મનંઘહા,
મજ્દા અહ્માઇ યહ્માઇ વષી કહ્માઇચીત્.

૧૧ પાત-નો ત્બિષ્યન્તત્ પઇરિ; મજ્દાઑસ્ચ આરૂમઇતિશ્ચ
સ્પૅન્તસ્ચ.

૧૨ નસૅ દએવી દ્રુખ્શ, નસૅ દએવો-ચિથ્રે, નસૅ દએવો-ફ્રકરૂશ્તે,
નસૅ દએવો-ફ્રદાઇતે, અપ દ્રુખ્શ નસૅ, અપ દ્રુખ્શ દ્વાર,
અપ દ્રુખ્શ વી-નસૅ, અપાખ્તૅરૅ અપ-નસ્યેહે.

૧૩ મા મૅરૅનચઇનીશ ગએથાઑ અસ્તવઇતીશ અષહે.

---

(☞ હવે અહીં થોભી અહુનવદ ગાથાના ૭ હા નીચે મુજબ ભણી જવા, જે "મોટી યશ્તેગાંન યાને ગેહસારણાંના કલામો" તરીકે ઓળખાય છે :)

---

(હા ૨૮ મો.)

૦ યાનીમ્ મનો, યાનીમ્ વચો, યાનીમ્ ષ્યઑથનૅમ્ અષઑનો
જરથુશ્ત્રહે.

ફૅરા અમૅષા સ્પૅન્તા ગાથાઑ ગેઉરવાઇન્.

નૅમો વે, ગાથાઑ અષઑનીશ.

૯ હવે પછીની જીંદગી અશોઇની તરીકતોથી ગુજારયે તેવી રીતનું અંતઃકરણ અમો બનાવ્યે !

૧૦ દરૂજીને મારનારા તથા રવાનને બચાવનારા કલામોના અમલને લીધેજ માંથ્રની મારફતે અશો સરોશ યજદના પ્રવાહો ચાલુ બજાતા રહે !

૧૧ અએ મજદાના સીલસીલામાં રહેનાર સ્પંદારમદ અમશાસ્પંદ ! અમારી તરફથી દરૂજીનો ગલબો તમો દૂર રાખો, અને અમારાં ઉરવાનને ચાલુ અશોઇની પોશ્ત–પનાહી આપો !

૧૨ તમામ દરૂજી બુન–એખથી અમારાં કેહર્પ તથા ખુરેહમાંથી બહાર નીકળી જઇને ઉત્તર દીશામાં તેની પોતીકી જગ્યાએ જઇને નાબુદ થાય !

૧૩ અમારાં શરીરની અંદરના અશોઇથી રાખેલા "ગએથા" એટલે અંદરના અવયવોની વીજળીક શકિત અને ગુને–પરવર સંકોચ નહી પામે, અને ઉરવનની વૃદ્ધિને લાયકના અમારા અવયવોના અનાસરો થતા રહે !

---

## ગેહ સારણા વખતે કરવા જોઇતા મીથ્ર યાને વીચારો.

### ગાથા હા ૨૮ :

૦ અશો સ્પીતમાન જરાતોશ્ત સાહેબના કૉલ મુજબ ગાથાના સ્તોતની એજમતી અસરથી અશોઇનો ફેલાવો થાય અને અમશાસ્પંદો જે પ્રકારની ચાલુ વૃદ્ધિ કરે છે તેવીજ વૃદ્ધિ આ ગાથાના ભણતરના સ્તોતથી ચાલુ રહે !

૧ ☞ અહ્યા યાસા નેમંઘ્‍હા ઉસ્તાનજસ્તો રફ્‍દ્રહ્યા
મન્યેઉશ મજ્દાઓ પઓઉરૂવીમ સ્પેન્તહ્યા અષા વીસ્પેંગ
સ્યઓથના
વંઘ્‍હેઉશ ખ્રતૂમ મનંઘ્‍હો, યા ખ્‍શ્નેવીષા ગેઉશચા ઉર્વાનેમ.

(☞ ઉપલો ફકરો બે વાર ભણવો.)

૨ યે વાઓ મજ્દા અહુરા પઇરી-જસાઇ વંહૂ મનંઘ્‍હા
મઇબ્યો દાવોઇ અહ્વાઓ અસ્તવતસ્ચા હ્યતચા મનંઘ્‍હો
આયપ્તા અષાત્ હચા, યાઇશ રપન્તો દઇદીત્ ખાથ્રે.

૩ યે વાઓ અષા ઉફ્યાની મનસ્ચા વંહૂ અપઓઉરૂવીમ
મજ્દાંમ્ચા અહુરેમ, યએઇબ્યો ખ્‍શથ્રેમ્ચા અઘ્ઝ્‍આન્વમ્નેમ
વરેદઇતી આર્મઇતિશ. આ-મોઈ રફ્‍દ્રાઈ જવેંગ જસતા.

૪ યે ઉર્વાનેમ્ મેન્ ગઇરે વંહૂ દદે હથ્રા મનંઘ્‍હા,
અષીમ્ચા સ્યઓથનનાંમ્ વીદુશ મજ્દાઓ અહુરહ્યા,
યવત્ ઇસાઈ તવાચા, અવત્ ખ્‍સાઇ અએષે અષહ્યા.

૫ અષા કત્ થ્વા દરેસાની મનસ્ચા વંહૂ વએદેમ્નો,
ગાતૂમ્ચા અહુરાઇ સેવીશતાઈ સેરઓષેમ્ મજ્દાઇ;
અના માંથ્રા મજિશ્તેમ્ વાઉરોઇમઇદી ખ્રફ્સ્ત્રા હિજવા.

૬ વંહૂ ગઇદી મનંઘ્‍હા દાઇદી અષા-દાઓ દરેગાયૂ;
એરેશ્વાઇશ તૂ ઉખ્‍દાઈશ મજ્દા જરથુશ્ત્રાઇ અઓજોંઘ્‍વત
રફ્‍નો
અહ્માઇબ્યાચા અહુરા, યા દઇબિશ્વતો દ્વએષાઓ તઉર્વયામા.

૭ દાઇદી અષા તાંમ્ અષીમ્ વંઘ્‍હેઉશ આયપ્તા મનંઘ્‍હો;
દાઇદી તૂ આર્મઇતે વીશતાસ્પાઇ ઇષેમ્ મઇબ્યાચા;
દાઓસ્તૂ મજ્દા ખ્‍શયાચા, યા વે માંથ્રા સ્રેવીમા રાદાઓ.

૧ બેહમન અમશાસ્પંદના જેવી અક્કલ પામીને આ ગેતી ઉપરનાં મવક્કલ રવાન "ગેઉશ–ઉરવન" ની વૃદ્ધિ કરીને તેને ખુશાલ કરવામાં આ **બેહેશ્ત–બહેરેહ રવાન** પોતાનો ઘટતો હમ–બેહરેહ યાને ફાલો આપતું રહે!

૨ આ **બેહેશ્ત–બહેરેહં રવાન** પોતીકી અશોઇની મકદુર મુજબ બેઉ દુન્યાની ભલાંમાં ભલી ઇચ્છવાજોગ આયપતો મેળવીને પોતીનું અસલ નુર બરપા કરવાને લાયકનું થાય!

૩ અખૂટ "ક્ષથ્ર–વઇરય" યાને ઇચ્છવાજોગ સત્તા તથા વૃદ્ધિ કરનારી આરમઇતી (ઉમદા મીથ્રની શક્તિ) ની બેવડી મદદથી **આ બેહેશ્ત–બહેરેહ રવાન** અર્દીબહેશ્ત, બેહમન તથા હોરમજદ અમશાસ્પંદ તરફ ખુશાલીથી આગળ અને આગળ વધતું રહે!

૪ આ ગુજર પામેલું **રવાન** ચાલુ અશોઇનીજ મુરાદમાં રહીને છેક છઠ્ઠાં આસ્માન સુધીના ગરોન્માન સુધી આગળ વધવાને લાયકની જીંદગીની કારદાનીમાં રહે!

૫ આ **રવાન** પોતે દીનનું જ્ઞાન મેળવીને બુલંદ અવસ્તા માંથ્રના કલામોની બરક્કતથી અર્દીબહેશ્ત, બેહમન તથા હોરમજદ અમશાસ્પંદ તરફ સરોશ યજદની મારફતે વૃદ્ધિમાંજ આગળ અને આગળ વધતું રહે!

૬ રવાનની લાંબી કાયમી બેહમન તથા અર્દીબહેશ્ત અમશાસ્પંદો મારફતે મેળવવા માટે તથા જબરદસ્ત મીનોઇ ખુશાળી પામવાને માટે કેસાસ એટલે પેદાયશો સાથનાં કરજના ચાલુ ચકરાવામાંથી આ **રવાન** છુટકારો પામતું રહે!

૭ અર્દીબહેશ્ત, બેહમન તથા હોરમજદ અમશાસ્પંદો અને આરમઇતીની મદદથી આ અનોશેહ **રવાન** પોતે કુદરતના "રાદ માંથ્ર" એટલે અસલ સ્તોતને લગતાં ફરમાનો સાંભળવાને લાયકનું થતું રહે!

૮ વહિશ્તૅમ થ્વા વહિશ્તા યેમ્ અષા વહિશ્તા હજઓષૅમ
અહુરૅમ યાસા વાઉનુશ્ નરોઇ ફ્રેરષઓશ્તાઈ મઘવાઈ.
યએઇબ્યસ્ચા ઈત્ રાઓંઘ્હંઘ્હોઇ વીસ્પાઇ યવે વંઘ્હેઉશ
મનંઘ્હો.

૯ અનાઇશ્ વાઓ નોઇત્ અહુરા મજ્દા અષૅમ્ચા યાનાઇશ્
જરનએમા
મનસ્ચા હ્યત્ વહિશ્તૅમ્, યોઇ વે યોઇથૅમા દસૅમે સ્તૂતાંમ્.
યૂઝૅમ જૅવીશ્તયાઓંઘ્હો ઇષો ખ્ષથ્રૅમ્ચા સવંઘ્હાંમ્.

૧૦ અત્ યેંગ્ અષાઅત્ચા વોઇસ્તા વંઘ્હેઉશ્ચા દાથેંગ્ મનંઘ્હો
ઍરૅથ્વેંગ્ મજ્દા અહુરા અએઇબ્યો પૅરેના આપનાઇશ્ કાંમ્
અત્ વે ખ્ષ્મઇબ્યા અસૂના વએદા ખરૅઇથ્યા વઇન્ત્યા સ્રવાઓ.

૧૧ યે આઇશ્ અષૅમ્ નિપાઓંઘ્હે મનસ્ચા વોહૂ યવએતાઇતે;
ત્વેમ્ મજ્દા અહુરા ફ્રો-મા શીષા થ્વહ્માત્ વઓચંઘ્હે
મન્યેઉશ્ હચા થ્વા એઅઆઓંઘ્હા યાઇશ્ આ અંઘ્હુશ્
પઓઉર્યો બવત્.

☞ અહ્યા યાસા નૅમંઘ્હા ઉસ્તાનજસ્તો રફૅદ્રહ્યા
મન્યેઉશ મજ્દાઓ પઓઉર્વીમ્ સ્પૅન્તહ્યા અષા વીસ્પેંગ્
શ્યઓથના
વંઘ્હેઉશ્ ખ્રતૂમ્ મનંઘ્હો, યા ખ્ષ્નૅવીષા ગેઉશ્ચા ઉર્વાનૅમ્.

(☞ ઉપલો ફકરો બે વાર ભણવો.)

યથા અહૂ વઇર્યો ૪, અષૅમ્ વોહૂ ૩
અહ્યાસાંમ્ હાઇતીમ્ યજમઇદે.

૮ **તે રવાન** હમેશાં હોરમજદની સાથે "હજઓષ" માં યાને હમ-મીથ્રથી તથા હમશરીકીથી કાર્ય કરનાર અર્દીબેહેસ્ત અમશાસ્પંદની તલબ-ગારી કરતું રહે!

૯ ત્યાંથી કુચ કરનાર **રવાન** બુલંદીના સ્તોત મેળવવાની અમલ્યાતમાં ચાલુ કોશેશ કરે, અને હોરમજદ, બહમન, અર્દીબેહેસ્ત તથા શહેરેવર અમશાસ્પંદોના કાયદાઓને જરાબી ખલલ પુગાડયા વગર તથા દરૂજી ઉપર ફત્તેહ પામીને આગળ તથા આગળ વધે!

૧૦ નુરમંદ એજમતી માંથ્રવાનીના કલામની ભલી બરકતને લીધે **તે રવાન** બેહમન અમશાસ્પંદનો સાચ્ચો ભકત થઇને પોતાની મીનોઇ વૃદ્ધિની મુરાદ તમામ સંપુર્ણ રીતે પાર પાડતું રહે!

૧૧ છેક શરૂઆતની સૃષ્ટિ-રચનાની હૈયાતીના સ્તોતના કાયદાના સંબંધના સીલસીલામાં રહેવાને ખાતર **તે રવાન** હમેશાં પોતીકા ઉસુલ મીથ્ર યાને વીચારની ગતી તથા "અષેમ" (અશોઇ) ને જાળવતું રહે!

("**અહ્યા યાસા**" ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૯ મે, ફકરો ૧ લો.)

("**યથા**" ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૫ મે, ફકરો ૬ ઠો, અને "**અષેમ**" ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૩ મે, ફકરો ૧ લો.)

યેંગહે હાતાંમ આઅત્ યેસ્નેં પઇતી વંઘ્રહો,
મજદાઓ અહુરો વએથા અષાત્ હચા,
યાઓંઘહાંમચા તાંસચા તાઓસચા યજમઇદે.

---

(હા ૨૯ મો.)

૧ ખ્શ્મઇબ્યા ગેઉશ ઉર્વા ગૅરૅઝ્દા, કહ્માઇ મા થ્વરોઝ્દુમ
કે-મા તષત્,
આ-મા અએષૅમો હજસચા રૅમો આહુષુયા દૅરૅશચા તૅવિશચા,
નોઇત્ મોઇ વાસ્તા ખ્શ્મત્ અન્યો, અથા મોઈ સાંસ્તા વૅહૂ
વાસ્ત્ર્યા.

૨ અદા તષા ગેઉશ પૅરૅસત્ અષૅમ, કથા તોઇ ગવોઇ રતુશ
હ્યત્ હીમ દાતા ખ્ષયન્તો હદા વાસ્ત્રા ગઓદાયો થ્વખ્ષો;
કેમ્ હોઇ ઉશ્તા-અહુરૅમ યે દ્રૅગ્વોદૅબીશ અએષૅમૅમ
વાદાયોઇત્.

૩ અહ્માઇ અષા નોઇત્ સરૅજા અદ્વએષો ગવોઇ પઇતિ-મ્રવત્;
અવએષાંમ્ નોઇત વીદુયે, યા ષવઇતે આદ્રૅંગ ઍરૅશ્વાઓંઘહો;
હાતાંમ્ હ્વો અઓજિશ્તો, યહ્માઇ જવેંગ જિમા કૅરૅદુષા.

૪ મજદાઓ સખ્વારે મઇરિશ્તો, યા જી વાવૅરૅજોઇ પઇરિચિથીત્,
દએવાઇશચા મશ્યાઇશચા, યાચા વરૅષઇતે અઇપિચિથીત્;
હ્વો વીચિરો અહુરો; અથા-ને અંઘહત્ યથા હ્વો વસત્.

૫ અત્ વા ઉસ્તાનાઇશ અહ્વા જસ્તાઇશ ફ્રીનેમ્ના અહુરાઇ આ,
મે ઉર્વા ગેઉશચા અજયાઓ હ્યત્ મજદાંમ્ દ્વઇદી ફ્રેરસાબ્યો.
નોઇત્ ઍરૅજૅજયોઇ ફ્રજ્યાઇતિશ નોઇત્ ફ્રષુયેન્તે દ્રૅગ્વસ્ પઇરી.

હસ્તી તરફ આગળ વધનારાં રવાનો જેઓએ અશોઇને ખાતરજ કીધેલી "યસ્ન" ને, એટલે કે "સ્તોત સાથે એકતાન થવાની ચાલુ ક્રીઆ" ને અહુરમજદે ભલી તરીકે પીછાણી છે તે તમામ નર તથા નારી રવાનોના સીલસીલામાં બધાંઓ કુલ્યાતી રીતે એકતાન થતાં રહીને મીનોઇ વૃદ્ધિમાં આગળ વધવાનાંજ—એ નીયમ મુજબ તે **બહેશ્ત-બહેરેહ રવાન "અષા યાસા"** ના હાના તમામ સ્તોત સાથે એકતાન થઇને આગળ વધતુંજ રહે !

---

## ગાથા હા ૨૯ :

૧ આ બેહેસ્ત-બેહરેહ **રવાન** પોતે ચાલુ વાસ્ત્રયોશી યાને મીનોઇ પ્રકારની ભલી ખેતી યાને ઉરવનની વૃદ્ધિના કાયદા ફકત એકજ ખેડુત જે કુદરતનો સાહેબ છે તેની તરફથી શીખતું રહે !

૨ **તે રવાન** પોતે "ઉશ્તા" યાને મીનોઈ અમર્ગ ખુશાલીનો સાહેબ થાય, અને ખેતીકાર ગોવાળ્યા મીસાલ મીનોઇ વૃદ્ધિના માર્ગમાંથી દરૂજી-વાળાઓની મૂળ દરૂજી જે "અએષમ" છે તે દરૂજીને હટાવી કહાડી, વૃદ્ધિ કરનારાં રવાનોનો માર્ગ સરળ કરી આપનારૂં થાય !

૩ મીનોઇમાં બુલંદ મરતબો પામનારાં સાચ્ચાંઓને આગળ ચલાવ-નાર, હસ્તી તરફ જનારાઓમાં સૌથી ફત્તેહમંદ સાહેબ તરફના હોકમો ચાલુ બજાવવાને લાયક આ **રવાન** થતું રહે !

૪ છેક અગાઉનું તથા છેક ભવિષ્ય પછીનું ગાયબાંન બારીક જાણ-નાર મજદા અહુરાની જેવી ખાહેશ છે તે મુજબ બધાંને અને તે **રવાનને** આમીન થાઓ !

૫ રાસ્ત જીંદગી ગુજારનાર તરીકે તથા રૂહાંની વૃદ્ધિ કરનાર તરીકે દ્રુજીમાં સપડાયા વગર **તે રવાન** હોરમજદને ચાહનારાં "ગેઉશ ઉરવન" યાને અખંડ રવાન મીસાલ થતું રહે !

૬ અત્ એ વઓૅચત્ અહુરોં મજદાઓૅ વીદ્વાઓૅ વહૂશ્ વ્યાનયા,
નોઇત્ અએવા અહૂ વિસ્તો નએદા રતુશ્ અષાત્‌ચિત્ હચા.
અત્ જી થ્વા ફ્શુયન્તએચા વાસ્તર્યાઇચા થ્વોરૅશ્તા તતષાઁ.

૭ તેમ્ આર્મૂતોઇશ્ અહુરો માંથ્રૅમ તષત્ અષા હજઓૅષો,
મજદાઓૅ ગવોઈ ખ્વીદૅમચા હુવો ઉરૂષએઇભ્યો સ્પૅન્તો
સાસ્‌ન્યા.
કસ્તે વૅાહૂ મનંઘહા યે ઈ દાયાત્ એઅૅઆવા મરૅતએઇભ્યો.

૮ અએમ્ મોઇ ઇદા વિસ્તો યે-ને અએવો સાસ્નાઓૅ ગૂષતા
જરથુશ્ત્રો સ્પિતામો; હુવો ને મજદા વશ્તી અષાઇચા,
ચરૅકૅરથ્રા સ્રાવયેંઘહે, હ્યત્ હોઇ હુદૅમૅમ્ દ્યાઇ વખૅદ્રહ્યા.

૯ અત્‌ચા ગેઉશ્ ઉર્વા રઓૅસ્તા, યે અનએષૅમ્ ખ્ષાંન્‌મેને રાદૅમ્.
વાચૅમ્ નૅરૅશ્ અસૂરહ્યા યેમ્ આ વસૅમી ઈષા-ખ્ષથ્રૅમ.
કદા યવા હુવો અંઘહત્, યે હોઇ દદત્ જસ્તવત્ અવો.

૧૦ યૂજૅમ્ અએઇભ્યો અહુરા અઓૅગો દાતા અષા ખ્ષથ્રૅમ્‌ચા,
અવત્ વૅાહૂ મનંઘહા, યા હુષેઇતીશ્ રામાંમ્‌ચા દાત્;
અજૅમ્‌ચીત્ અહ્યા મજદા થ્વાંમ મૅંગાહી પઓૅઉરૂવીમ્ વએદૅમ.

૧૧ કુદા અષૅમ વૅાહુચા મનો ખ્ષથ્રૅમ્‌ચા અત્ મા મષા;
યૂજૅમ્ મજદા ફ્રાખ્ષ્‌નેને મજોઈ મગાઇ આ પઇતી-જાનતા
અહુરા નૂ-નાઓૅ અવરૅ; એહ્મા રાતોઇશ્ યૂષ્માવતાંમ.

☞ અહ્યા યાસા નૅમંઘહા ઉસ્તાનજસ્તો રફૅદ્રહ્યા
મન્યેઉશ્ મજદાઓૅ પઓૅઉરૂવીમ્ સ્પૅન્તહ્યા અષા વીસ્પૅંગ
શ્યઓૅથના
વંઘહેઉશ્ ખ્રતૂમ્ મનંઘહો, યા ખ્ષ્‌નૅવીષા ગેઉશ્‌ચા ઉર્વાનૅમ.

૬ અશો સ્પીતમાન જરાતોસ્ત સાહેબને ઉરવનની વૃદ્ધિ કરનાર તથા મીનોઇ ખેતીકાર તરીકે,—તથા તેવણ સાહેબને "અહૂ" એટલે પેલી દુન્યાના સાહેબ તથા "રતુ" એટલે આ ગેતીની દુન્યાના સાહેબ તરીકે,—ગણીને બરજીસી મીથ્ર સાબેત રાખીને **તે રવાન** પોતાની વૃદ્ધિમાં આગળ વધતું રહો!

૭ આબાદીનો આએ "માંથ્ર" તથા "ઉરૂ" એટલે મીનોઇ વૃદ્ધિ પામનારાઓને વાસ્તે કલામોને લગતો મીનોઇ ખોરાક મેળવીને **તે રવાન** ખુશાલ આગળ અને આગળ વધતું રહે!

૮ અશો સ્પીતમાન જરાતોસ્ત સાહેબ જેવણ એકલાએ તે કલામો મીનોઇ તરફથી સાંભળ્યા તેવણના જાયનશીનો મારફતેના ચાલુ સંબંધના સીલસીલાથી **તે રવાન** ચાલુ અશોઇની તરીકતોની ખાહેશમાં રહીને આગળ વધો!

૯ સૃષ્ટિ–રચનાના અખંડ ઉરવનની "રાદી" યાને કુદરતી કાયદાનુસાર વૃદ્ધિ જે રીતે થતી રહે છે તેવીજ રીતે ઇચ્છવાજોગ સત્તા પામીને **તે રવાન** પોતાની વૃદ્ધિ કરીને ચાલુ તમામ વૃદ્ધિમાં મદદ કરવાનેં લાયકનું થાઓ!

૧૦ સૃષ્ટિ–રચનાનું સૌથી પહેલું પગથીયું "અષ" તથા "વોહૂ મનંઘહ" ની શરૂઆત જેમ મજદાએ કરી છે, તેમ **તે રવાન** પહેલાં પગથીયાં તરીકે અશોઈ તથા ભલા મીથ્રથી આગળ વધો!

૧૧ **તે રવાનને** અર્દીબ્હેસ્ત, બેહમન તથા શેહેરેવર અમશાસ્પંદના સીલસીલાથી તમામ સંપુર્ણ રીતે "રાદ" યાને કુદરતી રીતે ખરી મદદ ચાલુ મળતી રહે!

(**"અહુના યાસા"** ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૯ મે, ફકરો ૧ લો.)

(☞ ઉપલો ફકરો બે વાર ભણવો.)

યથા અહૂ વઇર્યો ૪, અષેંમ વોહૂ ૩

ખ્શ્માવ્ય-ગેઉશ-ઉર્વાંમ્ હાઇતીમ્ યજમઇદે.

યેંગહે હાંતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્રહે઼ા, મજ્દાઓ અહુરો વએથાં અષાત્ હચા, યાઓંઘ્રહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

---

(હા ૩૦ મો.)

૧ અત્ તા વખ્ષ્યા ઇષેંન્તો, યા મજ્દાથા હાત્ચીત્ વીદુષે સ્તઓતાચા અહુરાઇ યેસ્ન્યાચા વંઘ્રહેઉશ મનંઘ્રહો હુમાંજ્દ્રા અષા યેચા યા રઓચેબીશ દરેંસતા ઉર્વાઝા.

૨ સ્રઓતા ગેઉષાઇશ વહિશ્તા, અવએનતા સૂચા મનંઘ્રહા, આવરેંનાઓ વીચિથહ્યા નરેંમ્ નરેંમ્ ખ્ષ્પયાઇ તનુયે, પરા મજે યાઓંઘ્રહો અહ્માઇ ને સજ્દ્યાઇ બઓદન્તો પઇતી.

૩ અત્ તા મઇન્યૂ પઓઉરુયે યા યેમા ખ્ફેના અસ્રવાતેંમ; મનહિચા વચહિચા શ્યઓથનોઇ હી વહ્યો અકેંમ્ચા; આઓસ્ચા હુદાઓંઘ્રહો એરેંશ વીષ્યાતા, નોઇત્ દુજ્દાઓંઘ્રહો.

૪ અત્ચા હાત્ તા હેમ્ મઇન્યૂ જસએતેંમ્ પઓઉરૂવીમ્, દજ્દે ગએમ્ચા અજ્યાઇતીમ્ચા યથચા અંઘ્રહત્ અપેંમેંમ્ અંઘ્રહુશ; અચિશ્તો દ્રેગ્વતાંમ્ અત્ અષાઉને વહિશ્તેંમ્ મનો.

("**યથા**" ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૫ મે, ફકરો ૬ ઠો, અને "**અર્યમ્**" ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૩ મે, ફકરો ૧ લો.)

હસ્તી તરફ આગળ વધનારાં રવાનો જેઓએ અશોઇને ખાતરજ કીધેલી "યસ્ન" ને, એટલે કે "સ્તોત સાથે એકતાન થવાની ચાલુ ક્રીયા" ને અહુરમજદે ભલી તરીકે પીછાણી છે તે તમામ નર તથા નારી રવાનોના સીલસીલામાં બધાંઓ કુલ્યાતી રીતે એકતાન થતાં રહીને મીનોઇ વૃદ્ધિમાં આગળ વધવાનાંજ—એ નીયમ મુજબ તે **બહેશ્ત-બહેરેહ રવાન "ખ્શ્માવ્ય ગેઉશ-ઉર્વાંમ"** ના હાના તમામ સ્તોત સાથે યજ થઇને આગળ વધતુંજ રહે!

---

## ગાથા હા ૩૦.

૧ "સ્તોત" યાને માંથ્રની અસરો તથા "યસ્ન" યાને ક્રીયાની અસરોના મૂળ કાયદા **આ બેહેશ્ત-બહેરેહ રવાન** જાણીને "ઉરૂ" યાને મીનોઇ વૃદ્ધિની "રએ" એટલે મીનોઈ જ્ઞાનના પ્રકાશ સાથની ખુશાલી આપનારી હાલતે આગળ વધો!

૨ "ઉનયૂઇતી" યાને દીન તરફની જાનફેશાની અને દીલની ભકિતથી અશોઇની તરીકતનો અમલ કરીને રોશન જમીરી પામીને એટલે મીનોઇ આંખે જોવાની શકિત ખીલવીને **તે રવાન ફ્રશો-ગર્દ** યાને તમામ સૃષ્ટિની વૃદ્ધિના બુલંદ કાર્ય માટે તૈયાર થતું રહે!

૩ જોડયા બે મીનો—સ્પેનામીનો તથા ગનામીનો—નો મૂળ કાયદો ચાલુ યાદ રાખીને મનશ્ની, ગવશ્ની અને કુનશ્નીમાં એટલે મીથ્ર, માંથ્ર તથા કારદાનીમાં રાસ્તી-પસંદ સ્પેનામીનો તરફ રહીને **તે રવાન** ભલી-દાનેશવાળું થતું રહે!

૪ જન્મ અને મરણ એજ બે જોડયા મીનોને લીધેજ છે, તથા હૈયાતીની આખેરતમાં અશોઇવાળાને માટે સૌથી ખુશાલીભરેલો મીથ્ર રહેવાનોજ—એ કાયદો **તે રવાનને** ચાલુ રાહબરી કરતો રહે!

૫ અયાઑ મનિવાઑ વરતા, યે દ્રૅગ્વાઑ અચિશતા-વૅરૅજ્યો,
અશૅમ મઇન્યુશ સ્પેનિશ્તો, યે ખ્રઑજ઼દિશ્તેંગ અસૅનો વસ્તે;
યએચા ખ્શ્નઑષૅન્ અહુરૅમ હઇથ્યાઇશ શ્યઑથનાઇશ ફ્રઑ-
રૅત્ મજ઼દાંમ.

૬ અયાઑ નોઇત્ ઍરૅશ વીશ્યાતા દએવાચિના, હ્યત્ ઈશ
આ-દેબઑમા
પૅરૅસ્મનૅંગ ઉપા-જસત્, હ્યત્ વૅરૅનાતા અચિશતૅમ મનો
અત્ અએષૅમૅમ હૅનદ્વારૅન્તા, યા બાંનયૅન્ અહૂમ મૅરૅતાનો.

૭ અહ્માઇચા ખ્શથ્રા જસત્ મનંઘહા વૅહૂ અષાચા,
અત્ કૅહ્રૂપૅમ ઉતયૂઇતીશ દદાત્ આર્મઇતિશ આંન્મા;
અએષાંમ્ તોઇ આ અંઘ્હત્, યથા અયંઘ્હા આદાનાઇશ
પઑઉરુયો.

૮ અતચા યદા અએષાંમ કએના જમઇતી અએનંઘ્હાંમ,
અત્ મજ઼દા તઇબ્યો ખ્શથ્રૅમ વૅહૂ મનંઘ્હા વોઇવીદાઇતી,
અએઇબ્યો સસ્તે અહુરા, યોઈ અષાઇ દદૅન્ જસ્તયો દ્રુજૅમ.

૯ અતચા તોઈ વએમ્ ખ્યામા યોઇ ઈમ્ ફ્રૅરષૅમ કૅરૅનાઉન્ અહૂમ,
મજ઼દાઑસ્ચા અહુરાઑંઘ્હો આ મોયસ્ત્રા બરના અષાચા;
હ્યત્ હથ્રા મનાઑ બવત્ યથ્રા ચિસ્તિશ અંઘ્હત્ મએથા.

૧૦ અદા-જી અવા દ્રૂજો અવો બવઇતી સ્કૅન્દો સ્પયથ્રહ્યા,
અત્ અસિશ્તા યઑજન્તે આ-હુષિતોઇત્ વંઘ્હેઉશ મનંઘ્હો
મજ઼દાઑ અષપયાચા, યોઇ જજૅન્તી વંઘ્હાઉ સ્રવહી.

૫ **તે રવાન** સૌથી વૃદ્ધિ કરનાર મીનો તરફ રહીને પોતીકા "ફ્રઓરેત" યાને દૃઢ મજબુત એતેકાદથી રાસ્ત-કારદાની મારફતે અહુર-મજદને ખુશનુદ કરવા માટે "અષેમ" નેજ પકડી રહે !

૬ સૌથી નેહસ્ત મીથ્રવાળો ગના-મીનો "અએષમ" દરૂજીની સંઘમાં રહીને આદમોના "અહૂ" (યાને ખીલેલાં અંતઃકરણનો ખવાસ જેનાથી કુદરતને પીછાણી શકાય છે તે) ને ખલલ કરે છે, તેવી ખલલ **તે રવાન**નો અહૂ યાને અંતઃકરણની ખીલવણી નહીજ પામે !

૭ આરમઇની મારફતે "કેહર્પ-ઉતયઇતી" યાને રવાન પોતીકાં કેહર્પ એટલે અણદીઠ શરીરમાં રહીને આગળ વધે એવી શક્તિ મેળવીને જે રીતે **રવાન** પહેલવહેલું પેદાયશોની મારફતે આવ્યું તે રીતે પાછું પોતાનાં અસલ વતન તરફ જવાને (દર-વતન થવાને) લાયકનું થાઓ !

૮ દ્રુજની સામે અશોઇને ખાતર લડતી વખતે અગાઉના તમામ કેસાસો યાને કર્મનાં બંધનોને કબુલ રાખીને, "ક્ષથ્ર-વઇર્ય" યાને ઇચ્છવાજોગ સત્તાનો કુદરતનો કાયદો વાપરવા **તે રવાન** ચાલુ શીખતું રહે !

૯ "ચીસ્તી" યાને કુદરતી ડહાપણ સાથે હમ-મીથ્ર યાને એક-મરજીનું થઇને "અહૂ" (અંતઃકરણના જાતી રાદી ખવાસ) ને તાજેહ કરનારાઓની સાથે **તે રવાન** હમ-શરીક થાઓ !

**૧૦ નાશકારક દ્રુજનો સંબંધ તે રવાનથી ચાલુ છુટો થતો રહે, જેથી અર્દીબ્હેશ્ત અમશાસ્પંદ,** બેહમન અમશાસ્પંદ તથા **મજદા** તરફ **રવાન પોતે આગળ વધવાની કારદાનીમાં રહે !**

૧૧ હ્યત્ તા ઉર્વાતા સષથા, યા મજ્દાઓ દદાત્, મષ્યાઓંઘ્રહો,
ખ્શીતિચા એનૅઇતી, હ્યત્ચા દરૅગૅમ્ દ્રૅગ્વોદૅબ્યો રષો,
સવચા અષવબ્યો, અત્ અઇપી તાઇશ્ અંઘ્રહુઇતી ઉશ્તા.

☞ અહ્યા યાસા નૅમંઘ્રહા ઉસ્તાનજસ્તો રફૅદ્રહ્યા
મન્યેઉશ્ મજ્દાઓ પઓઉર્વીમ્ સ્પૅન્તહ્યા અષા વીસ્પૅંગ્
 શ્યઓથના
વંઘ્રહેઉશ્ ખ્રતૂમ્ મનંઘ્રહો, યા ખ્શ્નૅવીષા ગેઉશ્ચા ઉર્વાનૅમ્.
(☞ ઉપલો ફકરો બે વાર ભણવો.)
 યથા અહૂ વઇર્યો ૪, અષૅમ્ વૅાહૂ ૩
અત્-તા-વખ્શ્યાંમ્ હાઇતીમ્ યજમઇદે.
યેંગ્હે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્રહો,
મજ્દાઓ અહુરો વએથા અષાત્ હચા,
યાઓંઘ્રહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

---

## (હા ૩૧ મો.)

૧ તા વે ઉર્વાતા મરૅન્તો અગુશ્તા વચાઓ સેંગ્હામહી,
અએઇબ્યો યોઇ ઉર્વાતાઇશ્ દ્રૂજો અષહ્યા ગએથાઓ
 વીમૅરૅન્ચઇતે;
અત્ચીત્ અએઇબ્યો વહિશ્તા, યોઇ જરજ્દાઓ અંઘ્રહૅન્
 મજ્દાઇ.

૧૧ દ્રુજવાળા માટે લાંબું દુ:ખ, તથા અશોઇવાળા માટે ફાયદો— એ કાયદા મુજબ "ઉશ્તા" યાને અમર્ગીનું સુખ ચાલુ મેળવાય છે તે મુજબ **તે રવાન** "ઉશ્તા" ની હાલતને પહોંચવાને લાયક થાઓ!

(**"અહ્યા યાસા"** ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૯ મે, ફકરો ૧ લો.)

(**"યથા"** ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૫ મે, ફકરો ૬ ઠો, અને **"અષેમ્"** ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૩ મે, ફકરો ૧ લો.)

હસ્તી તરફ આગળ વધનારાં રવાનો જેઓએ અશોઇને ખાતરજ કીધેલી "યસ્ન" ને, એટલે કે "સ્તોત સાથે એકતાન થવાની ચાલુ ક્રીયા" ને અહુરમજદે ભલી તરીકે પીછાણી છે તે તમામ નર તથા નારી રવાનોના સીલસીલામાં બધાંઓ કુલ્યાતી રીતે એકતાન થતાં રહીને મીનોઇ વૃદ્ધિમાં આગળ વધવાનાંજ—એ નીયમ મુજબ તે **બહેશ્ત-બહેરેહ રવાન "અત તા વખ્શ્યા"** હાના તમામ સ્તોત પકડી લેઇને આગળ વધતુંજ રહે!

---

## ગાથા હા ૩૧.

૧ જે "ઉરૂ" યાને રવાનની વૃદ્ધિ કરનારા નીયમો આ દુન્યામાંના તેમજ અણદીઠ આલમોમાંના રવાનોને આગળ વધારે છે, તે નીયમો મુજબ **તે રવાન** વૃદ્ધિમાં ચાલુ રહો!

૨ યેજી આહ્રશ નોઇત્ ઉર્વાને અદ્રાઓ અઇબી-દ્વૈશતા વખ્યાઓ
અત્ વાઓ વીસ્પંગ આયોઇ યથા રતૂમ્ અહુરો વએદા
મઝ્દાઓ અયાઓ આંસયાઓ યા અષાત્ હચા જ્વામહી.

૩ વાંમ્ દાઓ મઇન્યૂ આશ્રાચા અષાચા ચોઇશ રાનોઇબ્યા
ખ્શ્નૂતેમ્
હ્રાત્ ઉર્વતેમ્ ચઝ્દાનંઘ્હુવઇબ્યો તત્, ને મઝ્દા વીદ્વનોઇ
વઓચા
હિજ્વા થ્વહ્યા આઓંઘ્હો, યા જ્વન્તો વીસ્પંગ વાઉરયા.

૪ યદા અષેમ્ જોવીમ્ અંઘ્હેન્ મઝ્દાઓસ્ચા અહુરાઓંઘ્હો,
અષિચા આર્મઇતી વહિશ્તા ઇષસા મનંઘ્હા,
મઇબ્યો ખ્ષથ્રેમ્ અઓજોન્ઘ્હુવત્, યેહ્યા વેરેદા વનએમા
દ્રુજેમ્.

**નોંધ :**—(આટલું ભણતર ભણી રહ્યા પછી ગેહ સારનારા મોબેદો પીઠ ફેરવીને થોભે છે, જે વખતે સચકેલાં શબને સગદીદ કરાવનાર સગદીદ કરાવે છે અને પછી નસેસાલારો તે શબને લાદીના કશમાંથી બહાર કહાડીને ગેહનના કશમાં મુકે છે તે વખતે બધાંઓએ બહુજ નાચીજી તથા ખાકસારીના મીથ્ર કરવાની જરૂર છે, અને તે અણદીઠ રવાનને સહેજબી નસાની દરૂજીનો પાસ નહી લાગે એવા મજબુત મીથ્ર કરવા. ત્યાર બાદ બેઉ મોબેદો પાછા ફરી, માથાં આગલની બતી તરફ નજર ફેંકી ત્યાં અણદીઠ રહેલાં તે ગુજરેલાં રવાનને સેજ્દો કરી તેની ઉપર નજર રાખીને નીચે મુજબ આગળ ભણે :—

૫ તત્ મોઇ વીચિદ્વયાઇ વઓચા હ્યત્ મોઇ અષા દાતા વહ્યો,
વીદુયે વોહૂ મનંઘ્હા મેન્ચા, દઇદ્વયાઇ યેહ્યા મા અરેષિશ,
તાચીત્ મઝ્દા અહુરા, યા નોઇત્ વા અંઘ્હત્ અંઘ્હઇતી વા.

૨ બેઉ આલમોના "રતુ" યાને વડા સરદાર અશો સ્પીતમાન જરથુસ્ત્ર સાહેબના ચાલુ સીલસીલાથી અશોઇને લીધે **તે રવાન** અણદીઠ આલમમાં પણ ચાલુ વૃદ્ધિની હૈયાતી ભોગવે!

૩ "**ક્નૂમ**" એટલે કે "ઉરૂ" કરવાનો, મીનોઇ વૃદ્ધિને લગતું જ્ઞાન પામવાનો અચુક કાયદો અશોઇની મારફતે તથા મીનોઇ આતશની મારફતે જાણીને **તે રવાન** ચાલુ યકીન ઉપર સાબેત–મીથ્રથી રહે.

૪ "આર્મઇતી" તથા સોથી બુલંદ મન્સ્નીની મારફતે, ગાલેબ શ્રહેરેવર અમશાસ્પંદના સીલસીલાથી ઇચ્છવાજોગ સત્તા પોતાની જોશભેર ગતીની અસ્પંદીથી દ્રુજની ઉપર ગાલેબ આવે, અને **તે રવાન** વૃદ્ધિમાં સરસરાત આગળ વધવાને લાયક થાય!

૫ કુદરતનો મૂળ કાયદો અશોઇને લીધે જાણીને, ભવિષ્યની તથા હાલની સૃષ્ટિ–રચનાની નેમોને લગતા કાયદા પીછાણીને, **તે રવાન** ચાલુ ફાયદો મેળવતું રહે!

૬ અહ્યાઈ અંઘ્રહત્ વહિશ્તૅમ્, યે મોઇ વીદ્વાઓ વઓચાત્
હુઇથીમ્,
માંથ્રૅમ્ યિમ્ હુઉર્વતાતો અષહ્યા અમૅરૅતાતસ્ચા;
મજ્દાઇ અવત્ ખ્ષથ્રૅમ્, હ્યત્ હોઇ વૉહૂ વખ્ષત્ મનંઘ્રહા.
૭ યસ્તા મન્તા પઓઉરુયો, રઓચેબીશ્ રોઇથ્વૅન્ ખ્વાથ્રા;
હુવો ખ્રથ્વા દાંમિશ્, અષૅમ્ યા દારયત્ વહિશ્તૅમ્ મનો.
તા મજ્દા મઇન્યૂ ઉખ્ષ્યો, યે આ નૂરૅમ્ચીત્ અહુરા હામો.
૮ અત્ થ્વા મેન્ગ્હી પઓઉર્વીમ્ મજ્દા યેજીમ્ સ્તોઈ મનંઘ્રહા,
વંઘ્રહેઉશ્ પતરૅમ્ મનંઘ્રહો, હ્યત્ થ્વા હેમ્ ચષ્મઇની હેન્ગ્રબૅમ્,
હઇથીમ્ અષહ્યા દાંમીમ્ અંઘ્રહેઉશ્ અહુરૅમ્ ષ્યઓથનએષૂ.

૯ થ્વોઇ અસ્ આર્મઇતીશ્, થ્વે આ ગેઉશ્ તષા અસ્ ખ્રતૂશ્
મઇન્યૂશ્ મજ્દા અહુરા; હ્યત્ અઓઇ દદાઓ પથાંમ્,
વાસ્તર્‌યાત્ વા આઇતે, યે વા નોઇત્ અંઘ્રહત્ વાસ્તર્‌યો.
૧૦ અત્ હી અયાંઓ ફ્રવરૅતા વાસ્ત્રીમ્ અઓઇ ફ્શુયન્તૅમ્;
અહુરૅમ્ અષવનૅમ્, વંઘ્રહેઉશ્ ફ્શેન્ગ્હીમ્ મનંઘ્રહો;
નોઇત્, મજ્દા, અવાસ્તર્‌યો દવાંસ્ચિના હુમૅરૅતોઇશ્ બખ્શતા.
૧૧ હ્યત્ ને મજ્દા પઓઉર્વીમ્ ગએથાઓસ્ચા તષો દએના-
ઓસ્ચા,
થ્વા મનંઘ્રહા ખ્રતૂશ્ચા, હ્યત્ અસ્તવન્તૅમ્ દદાઓ ઉશ્તનૅમ્,
હ્યત્ ષ્યઓથનાચા સેંગ્હાંસ્ચા, યથ્રા વરૅનેંગ્ વસાઓ દાયેતે.
૧૨ અથ્રા વાચૅમ્ બરઇતી મિથહુવચાઓ વા ઍરૅષ્વચાઓ વા,
વીદ્વાઓ વા ઍવીદ્વાઓ વા, અહ્યા જરૅજ્દાચા મનંઘ્રહાચા;
આનુશ-હખ્શ આર્મઇતીશ્ મઇન્યૂ પૅરૅસાઇતે યથ્રા મએથા.

૬ બહુમન અમશાસ્પંદની મારફતે શહેરેવર અમશાસ્પંદની સત્તા વધતી રહે, તથા ખુરદાદ, અર્દીબ્હેશ્ત, અને અમરદાદ અમશાસ્પંદોનો માંથ્ર જાણીને **તે રવાન** મજદાને માટે દહમ-આફ્રીતી યાને અસલ સેપાસ તથા આફ્રીન કરતું રહે!

૭ પેદા કરનાર પોતાની "ખ્રતુ" યાને અકકલથી જે બેઉ "અષેમ" તથા સૌથી પહેલા મીથ્રને ટેકાવી રાખે છે તે બેઉના સીલસીલાથી **તે રવાન** વૃદ્ધિમાન થાઓ!

૮ સૃષ્ટિ-રચનામાં મીથ્રની મારફતે "યજ" એટલે એકતાન થવા લાયક મૂળ તરીકે, તથા બેહમન અમશાસ્પંદના પીતા તરીકે, તથા હૈયાતીના વૃદ્ધિના કાર્યોમાં અર્દીબ્હેશ્ત અમશાસ્પંદના ખરેખરાં મૂળ તરીકે, અહુરા મજદાને મીથ્રમાં રાખીને **તે રવાન** પોતાની મીનોઇ મુસાફરીમાં ચાલુ આગળ વધ્યા કરે!

૯ અશોઇની તરીકતની અમલ્યાત દરેક રવાનને મદદ કરનારી છે એ કાયદો ધ્યાનમાં રાખીને **તે રવાન** ચાલુ અમલ્યાતમાં રહે!

૧૦ આરમઇતીની સાથે આબાદી કરનાર ખેડુત મીસાલ કાર્ય કરનાર અહુરા તરફ તથા ભલા હીસાબનો બક્ષનાર મજદા તરફ—એ બેઉની તરફ પહોંચવાની સેવટની નેમ **તે રવાન** ચાલુ યાદ રાખતું રહે!

૧૧ તમામ કાયદા, તરીકત તથા ફરમાનો તથા ગેતીની હાલતો અને ઉશ્તાન યાને સજીવન શક્તિઓ તે સાહેબના પહેલા મીથ્રથીજ બરપા થયલાં છે અને તેજ મુજબ જીંદગીની નેમ પાર પાડવાની છે, એમ **તે રવાન** ચાલુ આસ્ને-ખેરદમાં એટલે જાતી અકકલમાં રાખતું રહે.

૧૨ પોતીકાં અંતઃકરણ તથા મીથ્રની મારફતે જે એજમતી કલામોના શબ્દો ઉચ્ચારીને ઉચ્ચાર કરવામાં આવ્યો તેની મારફતે આરમઇતીની મદદથી સૃષ્ટિ-રચનાની સેવટની મૂળ નેમ તરફ **તે રવાન** આગળ વધે!

૧૩. યા ફ્રંસા આવીષ્યા યા વા મજદા પૅરૅસઇતે તયા,
યે વા ફ્સેઉશ અએનંઘહો આ મજિશ્તાંમ અયમઇતે બૂજૅમ,
તા ચષ્મેન્ગ થ્વિસ્રા હારો અઇબી અષા અઇબી વએનહી વીસ્પા.

૧૪ તા થ્વા પૅરૅસા અહુરા યા જી આઇતી જેન્ગહતિચા,
યાઑ ઇષુદો દદૅન્તે દાથ્રનાંમ હચા અષાઉનો,
યાઑસ્ચા મજદા દ્રૅગવો દૅબ્યો, યથા તાંઑ અંઘહૅન હૅન-
કૅરૅતા હ્યત.

૧૫ પૅરૅસા અવત યા મઇનિશ યે દ્રૅગ્વાઇતે ખ્ષથ્રૅમ હુનાઇતી
દુશ-શ્યઑથનાઈ, અહુરા યે નોઇત જયોતૂમ હનરૅ વીનસ્તી.
વાસ્તર્‌યેહ્યા અએનંઘહો પસેઉશ વીરાઅત્ચા અદ્રુજયન્તો.

૧૬ પૅરૅસા અવત યથા હ્વો યે હુદાનુશ દૅમનહ્યા ખ્ષથ્રૅમ
ખ્ષોઇથ્રહ્યા વા દખ્યેઉશ વા અષા ફ્રદથાઇ અસ્પૅરૅજતા;
થ્વાવાંસ મજદા અહુરા યદા હ્વો અંઘહત યા શ્યઑથનસ્ચા.

૧૭ કતારૅમ અષવા વા દ્રૅગ્વાઑ વા વૅરૅનવઇતે મજયો;
વીદ્વાઑ વીદુષે મ્રઑતૂ; મા ઍવીદ્વાઑ અઇપી-દેબાવયત.
જદી-ને મજદા અહુરા વંઘહેઉશ ફ્રદક્ષ્તા મનંઘહો.

૧૮ મા-ચ્ચિશ અત વે દ્રૅગવતો માંથ્રાંસ્ચા ગૂશ્તા સાસ્નાઑસ્ચા,
આજી દૅમાનૅમ વીસૅમ વા ષૅાઇથ્રૅમ વા દખ્યુમ વા આદાત
દુષિતાચા મરકએચા, અથા ઇશ સાજદૂમ સ્નઇથિષા.

૧૯ ગૂશ્તા યે મન્તા અષૅમ અહૂમબિશ વીદ્વાઑ અહુરા,
ઍરૅજુખ્દાઈ વચંઘહાંમ ખ્ષયમ્નો હિજવો-વસો;
થ્વા આથ્રા સુખ્રા મજદા વંઘહાઉ વીદાતા રાંનયાઑ.

૧૩ નાનામાં નાનાં કેશાશથી તે મોટામાં મોટી તોજેશ, ગમે તેવા છુપી રીતે કીધેલાં હોય તે સર્વને આફતાબ તથા માહાતાબ જેવી પોતીકી બે આંખો વડે મજદા જોતો રહે છે—આ કાયદો ધ્યાનમાં રાખીને તે **રવાન** વૃદ્ધિમાન થાય!

૧૪ અશોઇવાળાને ભલો બદલો તથા દરૂજવાળાને શિક્ષા—આ સંવટના ઇન્સાફના કાયદા મુજબ **તે રવાન** હાલ તથા ભવિષ્યના ખ્યાલથી આગળ વધો!

૧૫ જે દરૂજવાળો દરૂજની સત્તા મેળવીને લાયક રીતે જીંદગી ભોગવી શકતો નથી તે શખ્સ વૃદ્ધિ કરનાર મીનોઇ ખેડુત જેવાં રવાનના કેસાસમાં આવીને સજા પામે છે. આ કાયદો ધ્યાનમાં રાખીને **તે રવાન** વૃદ્ધિનીજ લાઇનમાં રહે!

૧૬ તરીકતથી અશોઇનો વધારો કરનાર પોતીકા ડહાપણ સાથના સત્તા મારફતે હોરમજ્દનો પોતીકોજ થાય છે—તે નિયમ પ્રમાણે **તે રવાન** અશોઇની વૃદ્ધિ કરવામાંજ મશગુલ રહે!

૧૭ ચાલુ અશોઇવાળું રહીને તથા દીની જ્ઞાન પોતાની "અઇપિ" એટલે ચાલુ ખોરેહની અંદર રાખીને, બહેમન **અમશાસ્પંદના** સોનેરી તખ્તની દક્ત યાને નીશાનીઓ **તે રવાન** ચાલુ પામતું રહે!

૧૮ દ્રુજીવાળાના માંથ્ર તથા ફરમાનો તમામ સૃષ્ટિનું નખ્ખોદ વાળનાર હોવાથી તેઓના ખરાબ સ્તોતની અસરો અશોઇવાળાના માંથ્રના હથ્યાર વડે ચાલુ કપાતી રહે!

૧૯ "અપેમ" ઉપર સાબેત-મીથ્ર રાખીને, અહુ (યાને ખીલેલાં અંતઃકરણના જાતી સ્વભાવ) સાથના ઇલ્મવાળો થઇને, રાસ્ત-સખુનથી જબાનના ચખ્ર ઉપરનો કાબુ-ધરાવનાર થઇને, તારા રોશન આતશની મારફતે, **તે રવાન** અશોઇ તથા દરૂજી વચ્ચેની મીનોઈ લડાઇમાં સદા મશ્ગુલ રહે!

૨૦ યે આંયતં અષવનૅમ્ દિવઋનૅમ્ હોઈ અપરૅમ્ ખ્ષયો
દરૅગૅમ્ આયૂ તૅમંઘ્રહો, દુશ્ખ્રરૅથૅમ્ અવએતાસ્ વચો;
તૅમ્ વાઓ અહૂમ્ દ્રૅગવન્તો શ્યઓથનાઈશ્ ખાઇશ્ દએના
નએષત્.

૨૧ મજદાઓ દદાત્ અહુરો હઉર્વતો અમૅરૅતાતસ્ચા,
બૂરોઇશ્ આ અષઙ્યાચા ખાપઇથ્યાત્ ખ્ષથ્રહ્યા સરો,
વંઘ્રહેઉશ્ વજદ્વરે મનંઘ્રહો, યે હોઈ મઇન્યૂ શ્યઓથનાઇશ્ચા
ઉર્વથો.

૨૨ ચિથ્રા ઈ હુદાઓંઘ્રહે યથના વએદેમ્નાઇ મનંઘ્રહા;
વૅહૂ હ્વો ખ્ષથ્રા અષૅમ્ વચંઘ્રહા શ્યઓથનાચા હચ્તિ;
હ્વો તોઇ મજદા અહુરા વાજિશ્તો અંઘ્રહઇતી અસતિશ્.

☞ અહ્યા યાસા નૅમંઘ્રહા ઉસ્તાનજસ્તો રફૅદ્રહ્યા
મઇન્યેઉશ્ મજદાઓ પઓઉર્વીમ્ સ્પૅન્તહ્યા અષા વીસ્પૅગ
શ્યઓથના
વંઘ્રહેઉશ્ ખ્રતૂમ્ મનંઘ્રહો, યા ખ્ષ્નૅવીષા ગેઉશ્ચા ઉર્વાનૅમ્.
☞ (ઉપલો ફકરો બે વાર ભણવો.)
યથા અહૂ વઇર્યો ૪, અષૅમ્ વૅહૂ ૩
તા-વે-ઉર્વાતાંમ્ હાઇતીમ્ યજમઇદે.
યેંગહે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્રહો,
મજદાઓ અહુરો વએથા અષાત્ હચા,
યાઓંઘ્રહાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

---

૨૦ અશોઇવાળાને ઠગનાર, દુજીવાળાને લગતું અંતઃકરણ ધરાવનાર, પોતીકાં બદ–ખુરેહ તથા પોતીકી કેરદારને આધારે અફસોસ કરતું લાંબો વખત આ દુન્યાના જન્મ–મરણના ચકરાવામાં સબડ્યા કરે છે—તે ઇન્સાફનો કાયદો **તે રવાન** ચાલુ યાદ કરતું રહે!

૨૧ અશોઇની અમલ્યાતોથી હોરમજદની દોસ્તી કરનારને ખુરદાદ અમશાસ્પંદ મારફતે દુરસ્તી, અમરદાદ અમશાસ્પંદ મારફતે અમર્ગી, અરદીબહેસ્ત અમશાસ્પંદ મારફતે અશોઇની કમાલ્યત, તથા શહેરેવર અમશાસ્પંદ મારફતે ક્ષથ્ર યાને સત્તાની સરદારી, તથા બહેમન અમશાસ્પંદ મારફતે વોહૂ મનંઘહ યાને મીનોઇ જ્ઞાનનું સુખ મળવુંજ જોઇએ—તે કાયદે **તે રવાન** આ દરેક ચીજ પામે!

૨૨ વોહૂમનંઘહ યાને મીનોઇ જ્ઞાનથી હિમ્મત તથા ડહાપણ આશકારા કરીને પોતીકી કારદાની તથા મહેર યાને ઇન્સાફી સચ્ચાઇ મારફતે "અષેમ" ની સત્તા ચલાવનાર, હમેશાં હસ્તીને સૌથી વધુ ઝડપથી આગળ ચલાવવામાં હમ–શરીકી પામે છે તેમ **તે રવાન** કુદરત સાથે હમ–શરીક થાઓ!

(“**અહ્યા યાસા**” ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૯ મે, ફકરો ૧ લો.)

(“**યથા**” ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૫ મે, ફકરો ૬ ઠો, અને “**અષેમ**” ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૩ મે, ફકરો ૧ લો.)

હસ્તી તરફ આગળ વધનારાં રવાનો જેઓએ અશોઇને ખાતરજ કીધેલી "યસ્ન" ને, એટલે કે "સ્તોત સાથે એકતાન થવાની ચાલુ ક્રીયા" ને અહુરમજદે ભલી તરીકે પીછાણી છે તે તમામ નર તથા નારી રવાનોના સીલસીલામાં બધાંઓ કુલ્યાતી રીતે એકતાન થતાં રહીને મીનોઇ વૃદ્ધિમાં આગળ વધવાનાંજ—એ નીયમ મુજબ તે **બહેશ્ત–બહેરેહ રવાન “તા વે ઉર્વાતા”** ના હાની અંદરના સામટા સ્તોત સાથે એકતાન થઇને આગળ વધતું જ રહે!

## (હા ૩૨ મો.)

૧ અખ્યાચા ખ્એતુશ યાસત્ અહ્યા વૅરૅજૅનૅમ મત અઇર્યમ્ના,
અહ્યા દએવા; મહ્મી મનોઇ અહુરહ્યા, ઉર્વાજૅમા મજદાઓ;
થ્વોઇ દૂતાઓંઘહો આઓંઘહામા; તેંગ દારયો યોઇ વાઓ
દઇબિશૅન્તી.

૨ અએઇબ્યો મજદાઓ અહુરો સારૅમ્નો વૉહૂ મનંઘહા
ક્ષથ્રાત્ હચા પઇતી-મ્રઑત્ અષા હુશ-હખા ખેન્વાતા;
સ્પૅન્તાંમ વે આર્મઇતીમ્ વંઘુહીમ વરૅમઇદી; હા-ને અંઘહત્.

૩ અત્ યૂશ, દએવા, વીસ્પાઓંઘહો અકાત્ મનંઘહો સ્તા
ચિથ્રૅમ;
યસ્ચા વાઓ મશ યજઇતે દ્રુજસ્ચા પઇરિમતોઇશ્ચા;
શ્યઑમાંમ્ અઇપી દઇબિતાના યાઇશ અસ્રૂદૂમ બૂમ્યાઓ
હપ્તઇથે.

૪ યાત્ યૂશ્ચા ફ્રમીમથા, યા મશ્યા અચિશ્તા દન્તો,
વક્ષૅન્તે દએવો-જુશ્તા, વંઘહેઉશ સીજ્દ્યમ્ના મનંઘહો;
મજદાઓ અહુરહ્યા ખ્રતેઉશ નસ્યન્તો અષાઅત્ચા.

૫ તા દૅબૅનઑતા મષીમ્ હુજ્યાતોઇશ અમૅરૅતાતસ્ચા,
હ્યત્ વાઓ અકા મનંઘહા યેંગ દએવેંગ અકસ્ચા મઇન્યુશ
અકા શ્યઑથનૅમ વચંઘહા યા ફ્રચિનસ દ્રૅગ્વન્તૅમ ક્ષયો.

૬ પૅઉરુ-અએનાઓ એનાક્શ્તા યાઇશ સ્રાવયેઇતે યેજી તાઇશ
અથા
હાતા-મરાને અહુરા વહિશ્તા વોઇસ્તા મનંઘહા
થ્વહ્મી વી મજદા ક્ષથ્રોઇ અષાઇચા સેંઘહો વીદાંમ.

## ગાથા હા ૩૨ :

૧ "અઇરયમન" ફરેસ્તો જેવણ કુદરતની નેમ સમજીને નરમાશ-પણે રહેનારનો મદદગાર છે તેવણ સાથની કારદાનીથી પોતાના ખુદાને પામીને, અહુરમજદની ખુશાલી મેળવીને, **તે રવાન** મીનોઇ વૃદ્ધિમાં આવતી ખલલોને અટકાવીને, કુદરતના એક કાસદ તરીકે યાને એક સોષ્યંત મીસાલ ચાલુ કાર્ય કરવાને લાયકનું થાય!

૨ વોહૂ મનંઘહ યાને મીનોઇ જ્ઞાનની સરદારી તથા ઝળકાટમંદ અશોઇનો ભલો-દોસ્ત થઇને **તે રવાન** "સ્પેન્ત આરમઇની" એટલે મીનોઇ વૃદ્ધિમાં આગળ વધારનારી કુદરતના કાયદા તરફની તાબેદારીને પામે, તથા સ્પેન્ત-આરમઇતી **તે રવાન**ની પોતીકી થાય!

૩ "અંકામન" યાને કુદરતથી ઉલટાં ખોટાં જ્ઞાનની તોખમના તમામ દેવો દરૂજી તથા અભીમાની સાથે એકસાન થઇને સાતમાં કેશ્વર-માંથી એટલે આ ખનીરથબામી ઉપરથી તદન નાબુદ થઇ જાઓ!

૪ આદમીઓને ગુંગળાવીને સૌથી ખરાબ તરીકા ઉપર લઇ જનારા તથા વોહુ મનંઘહ યાને મીનોઇ જ્ઞાનની અક્કલને તજી દેવાડનાર દેવોના મીત્રો અહુરાની ખેરદ યાને ડહાપણની મારફતે તથા અશોઇની મારફતે નાબુદ થતા રહો!

૫ ગનામીનોને લગતા દેવો પોતાના બદ વીચાર, બદ સખુન તથા બદ કારદાની મારફતે, દરવંદી હકુમત કરનાર દરવંદ આદમીને ભલી જીંદગી તથા અમર્ગી બાએ ઉલટું બતાવીને ઠગે છે, તેમ **તે રવાનને** દેવો ઠગે નહી!

૬ જે જે પુષ્કળ કેસાસના કાયદાઓની મારફતે કુદરતનો સાહેબ **સૌથી સરસ મનંઘહ** યાને મીનોઇ ડહાપણથી મીનોઇ હસ્તી તરફ જનારા-**ઓના હીસાબ લે છે,** તે બધા કાયદાઓ **અશોઇની** મારફતે તથા તે **સાહેબની ક્ષથ્ર એટલે સત્તાની** મારફતે ચાલુ ફરમાનો તરીકે **તે રવાનની જાણમાં ચાલુ આવતાં રહે!**

૭ અએષાંમ્ અએનંઘ્રહાંમ્ નએચીત્ વીદ્રાઓ અઓંજોઇ હાદ્રોયા
યા જોયા સેંગહઇતે યાઇશ સ્રાવી ખએના અયંઘ્રહા
યએષાંમ્ તૂ અહુરા ઇરિખ્તૅમ્ મજદ્દા વએદિશ્તો અહી.

૮ અએષાંમ્ અએનંઘ્રહાંમ્ વીવંઘ્રહુષો સ્રાવી યિમસ્ચીત્
યે મષ્યેંગ્ ચિક્ષ્નુષો અહ્માકેંગ્ ગાઉશ બગા ખારૅમ્નો
અએષાંમ્ચીત્ આ અહ્મી થ્વહ્મી મજદ્દા વીચિથોઇ અઇપી.

૯ દુશ-સસ્તિશ સ્રવાઓ મોરૅન્દત્, હ્વો જ્યાતેઉશ સેંગહ-નાઇશ ખ્રતૂમ્;
અપો મા ઇશ્તીમ્ અપયન્તા બૅરૅખ્દાંમ્ હાઇતીમ્ વંઘ્રહેઉશ મનંઘ્રહો,
તા ઉખ્દા મન્યેઉશ મહ્યા મજદ્દા અષાઇચા યૂષ્મઇબ્યા ગૅરૅજે.

૧૦ હ્વો મા-ના સ્રવાઓ મોરૅન્દત્, યે અચિશ્તૅમ્ વએનંઘ્રહે અઓંગૅદ્દા
ગાંમ્ અષિબ્યા હ્વરૅચા, યસ્ચા દાથેંગ દ્રૅગ્વતો દદાત્,
યસ્ચા વાસ્ત્રા વીવાપત્ યસ્ચા વદરે વોઇજદત્ અષાઉને.

૧૧ તએચીત્ મા મોરૅન્દૅન્ જ્યોતૂમ્, યોઇ દ્રૅગ્વતો મજિબીશ ચિકોઇતૅરૅશ;
અંઘુહીશચા અંઘ્રહ્વસ્ચા અપયેઇતી રએખૅનંઘ્રહો વએદૅમ્,
યોઇ વહિશ્તાત્ અષાઉનો મજદ્દા રારૅષ્યાંન્ મનંઘ્રહો.

૭ આ કેસાસોમાંની કોઇબી દેખઇતી રીતે સજા જેવી નથી, પણ ધાતુને ઝળકતી કરે તે મીસાલ રવાનને પ્રકાશીત કરનારી સજા જણાવેલી છે, તે સજાનું આવવું જવું જેમ તે સાહેબ બરાબર જાણે છે તેમ **તે રવાન** ઇલ્મ્યતથી જાણતું થાય!

૮ આએ કેસાસોમાં "કુવ્વતે–થીમ" એટલે અનાસરી ગેતીના દુન્યાને પેદા કરવાની કુદરતની શકિતને લગતો કેસાસ જેમાં આદમીઓ ખુશખુશાલ પોતીકા "ગઓ" ના એટલે મીનોઇ વૃદ્ધિની શકિતના ભાગને ચાલુ નુકસાન કરે છે તે કેસાસોની તે સાહેબની ઇનસાફી રૂઠી ચાલુ **તે રવાન**ની "અઇપી" માં એટલે નજદીકમાં રહો!

૯ જે બદ–ઇલ્મ્યત સમજાવનાર કુદરતના ફરમાનોનું ઉલંઘન કરે છે, અને વોહૂ મનંઘહ યાને બેહમન અમશારપંદના મીનોઇ જ્ઞાનની હસ્તીની બુલંદીની દોલત જે હૈયાતીની અક્કલ છે તેને દૂર લઇ જાય છે, તેવાઓને અશોઇને ખાતર મીનોઇ ઉચ્ચારોથી ચાલુ શેકસ્ત કુદરતનો સાહેબ આપતો રહે છે!

૧૦ "ગઓ" એટલે મીનોઇ વૃદ્ધિની શકિત તથા ખુરશેદને આંખોથી જોવાનું જે કોઈ ખસબ માને, તથા દરૂજીવાળાને જે કોઇ બખ્શેશ આપતો રહે, તથા અશોઇવાળા મીનોઇ ખેડુત જેવા શખ્સને હેરાન કરીને તારાજ કરે, તે શખ્સ હોરમજદના ફરમાન તોડનારો છે, એમ **તે રવાન** ચાલુ ખ્યાલમાં રાખતું રહે!

૧૧ દરૂજીવાળાઓને મોટાઇ આપી તેઓને માટે નામના મેળવી આપવી, તથા અશોઇવાળાને સૌથી સરસ મનંઘહ યાને મીનોઇ ડહાપણથી બાકાત રાખવાથી, હોરમજદની હૈયાતીની નેમનો નાશ થાય છે તેમ **તે રવાન** નહી કરે!

૧૨ યા રાઅઁઘયૅન સ્રવંઘહા વહિશ્તાત્ શ્યઓથનાત્ મરૅતાનો,
અએઇબ્યો મજ્દાઓ અકા મ્રઓત્, યોઇ ગેઉશ મોરૅન્દૅન્
ઉર્વાક્ષ-ઉખ્તી જ્યોતૂમ;
યાઇશ ગૅરૅહ્મા અષાત્ વરતા કરપા ક્ષથ્રૅમચા ઇષનાંમ દ્રુજૅમ.

૧૩ યા ક્ષથ્રા ગૅરૅહ્મો હીષસત્ અચિશ્તહ્યા દૅમાને મનંઘહો,
અંઘહેઉશ મરૅખ્તારો અહ્યા, યએચા મજ્દા જીગૅરૅજત્ કામે,
થ્વહ્યા માંથ્રાનો દૂતૅમ યે-ઇશ પાત્ દરૅસાત્ અષહ્યા.

૧૪ અહ્યા ગૅરૅહ્મો આ-હોઇથોઇ ની કાવયસ્ચીત્ ખ્રતૂશ ની દદત્
વરૅચાઇ હીચા ફ્રઇદિવા હ્યત્ વીસેન્તા દ્રૅગ્વન્તૅમ અવો
હ્યત્ચા ગાઉશ જઇદ્યાઇ મ્રઓઇ યે દૂરઓષૅમ સઓચયત્ અવો.

૧૫ અનાઇશ આ વી-નેનાસા યા કરપોતાઓસ્ચા કૅવીતાઓસ્ચા
અવાઇશ અઇબી યેંગ દઇન્તી નોઇત્ જ્યાતેઉશ ક્ષયમ્નેંગ વસો;
તોઇ આબ્યા બઇરયાઓન્તે વંઘહેઉશ આ-દૅમાને મનંઘહો.

૧૬ હમેમ તત્ વહિશ્તાચીત્ યે ઉષુરૂયે સ્યસચીત્ દહ્માહ્યા
ક્ષયાંસ મજ્દા અહુરા યેહ્યા-મા આઇથિશચીત્ દ્વએથા
હ્યત્ અએનંઘહે દ્રૅગ્વતો એઅૅખ્યાનૂ ઇષ્યેંગ અંઘયા.

૧૨ ઇનસાનને સૌથી સરસ કારદાની કરવામાં ખલલ કરનારને, તથા ખુશખુશાલ "ગએ" યાને મીનોઇ વૃદ્ધિનાં પોષણની શકિતની હૈયાતીનો નાશ કરનારને, તથા અશોઇથી દૂર જનારને તથા દરૂજીની ખાહેશ રાખીને કરપ યાને કુદરતના કાયદા તરફ બેહરા-કાન રાખનાર મીસાલ બદ સત્તાને પકડનારને હોરમજદ બદ ગણે છે, તેથી તેવી કારદા-નીથી **તે રવાન** હમેશાં દૂર રહે!

૧૩ સૌથી ખરાબ મનંઘહ યાને વીચારો તથા સમજણના કેહનની અંદર રહીને પોતીકાં અંતઃકરણના અહૂનો બગાડ કરનારને, તથા બદ સત્તાને પકડીને ચાલુ બદ-ઇચ્છાને વધારયા કરનારને, તથા અહુરમજદના માંથ્રના અમલ્યાતવાળાને અશોઇની અમલ્યાતથી બાકાત રાખનારને અહુરમજદ બદ ગણે છે, વાસ્તે **તે રવાન** આવા મીશ્રથી સદા દૂર રહો!

૧૪ આવી બદ સત્તા પકડનાર "કીક" યાને કુદરતના કાયદા તરફ આંધળી આંખ રાખનારની હૈયાતી ભોગવીને, પોતાની અક્કલ તથા નામનાનો ટેકો દરૂજીવાળાને આપીને, "ગએ" ને મારવાની ભલામણ કરીને, અશોઇવાળા દરવીશને જોઇતી મદદ આપવાથી બાકાત રાખે છે, તેવાને હોરમજદ બુરા ગણે છે, તેવી બદ કારદાનીથી **તે રવાન** સદા પરહેજ રહો!

૧૫ જે "કરપ" યાને કુદરત તરફ બેહરા તથા "કીક" યાને કુદરત તરફ આંધળા હસ્તી તરફ આગળ વધવા માટે જોઇતી ઇચ્છવા-જોગ સત્તા નથી ધરાવતા તેઓ નાશ પામશે, અને તે સાહેબને લગતા વોહુ મનંઘહ યાને આત્મીક ડહાપણના તબક્કા ઉપર અંતે જવાનુંજ છે—આ કાયદો **તે રવાન** હરદમ યાદ રાખે!

૧૬ દરૂજીવાળાનો વધતો જતો કેસાસ, તથા અહૂવાળાને મળતો ભલો બદલો,—અશોઇની અમલ્યાતવાળાના ઉષી યાને હોશને ઉરૂ કરનાર યાને આગળ વધારનાર સર્વ શકિતવાન હોરમજદના આ બે કાયદાઓ બધાંને માટે સૌથી શ્રેષ્ટ અમલ્યાતી શિક્ષણ છે તેજ અને તેજ **તે રવાન** ચાલુ યાદમાં રાખે!

૧૭ ☞ અશા યાસા નેમંઘ્રહા ઉસ્તાનજસ્તો રફ્ઢ્રહા
મન્યેઉશ મજ્દાઓ પઓઉરૂવીમ સ્પેન્તહા અષા વીસ્પેંગ
ષ્યઓથના
વંઘ્રહેઉશ ખ્રતુમ મનંઘ્રહો, યા ખ્નેવીષા ગેઉશચા ઉર્વાનેમ.
(☞ ઉપલો ફકરો બે વાર ભણવો.)

યથા અહૂ વઇર્યો ૪, અષેમ વોહૂ ૩
અએતુમઇથ્યેમ હાઇતીમ યજમઇદે.
યેંગ્હે હાતાંમ આઅત્ યેસ્ને પઇતી વંઘ્રહો,
મજ્દાઓ અહુરો વએથા અષાત્ હચા,
યાઓંઘ્રહાંમચા તાંસચા તાઓસચા યજમઇદે.

---

## (હા ૩૩ મો.)

૧ યથા આઇશ ઇથા વરેષઇતે યા દાતા અંઘ્રહેઉશ પઓઉર્યેહા,
રતૂશ ષ્યઓથના રજિશ્તા દ્રેગ્વતએચા હ્યત્ચા અષાઉને;
યેહ્યાચા હેમ-યાસઇતે મિથહ્યા યાચા હોઇ આ એરેજવા.

૨ અત્ યે અકેમ દ્રેગ્વાઇતે વચંઘ્રહા વા અત્ વા મનંઘ્રહા
જસ્તોઇબ્યા વા વરેષઇતી, વંઘ્રહાઉ વા ચોઇથઇતે અસ્તીમ;
તોઇ વારાઇ રાદ્રેન્તી અહુરહ્યા જઓષે મજ્દાઓ.

૩ યે અષાઉને વહિશ્તો, ખ્એતુ વા અત વા વેરેજેન્યો
અઇર્યમ્ના વા અહુરા વીદાંસ વા થ્વક્ષંઘ્રહા ગવોઇ,
અત્ હ્વો અષહ્યા અંઘ્રહત્ વંઘ્રહેઉશચા વાસ્ત્રે મનંઘ્રહો.

("અશા વાસા" ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૯ મે, ફકરો ૧ લો.)

("યથા" ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૫ મે, ફકરો ૬ ઠો, અને "અર્યેમ" ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૩ મે, ફકરો ૧ લો.)

હસ્તી તરફ આગળ વધનારાં રવાનો જેઓએ અશોઇને આનરજ કીધેલી "યસ્ન" ને, એટલે કે "સ્તોત સાથે એકતાન થવાની ચાલુ ક્રીયા" ને અહુરમજદે ભલી તરીકે પીછાણી છે તે તમામ નર તથા નારી રવાનોના સીલસીલામાં બધાંઓ કુસ્યાતી રીતે એકતાન થતાં રહીને મીનોઇ વૃદ્ધિમાં આગળ વધવાનાંજ—એ નીયમ મુજબ તે **બહેસ્ત-બહેરેહ રવાન "ફએતુઅઇથ્યેમ"** ના હાના તમામ સ્તોત સાથે યજ થઇને આગળ વધતુંજ રહે!

---

## ગાથા હા ૩૩:

૧ મીનોઇ હસ્તીના મૂળ કાયદાના અમલની મારફતે રાસ્તમાં રાસ્ત કારદાની કરીને **તે રવાન** જીંદગીની નેમ પાર પાડવામાં ચાલુ મશગુલ રહો!

૨ દરૂજીવાળાને ઉત્તેજન નહી આપનાર, તથા ભલાઇ અને અશોઇ-નીજ લાઇનનો વધારનાર, હમેશાં અહુરમજદનો પ્યાર મેળવીને "રાદી" યાને કુદરત અનુસાર થાય છે તેમ **તે રવાન** "રાદી" થાઓ!

૩ અશોઇવાળાને સૌથી સરસ બધી રીતે ટેકો આપનાર, તથા "ગઓ" યાને મીનોઇ વૃદ્ધિની પોષણ આપનારી શક્તિની કાળજીથી સંભાળ લેનાર, પોતે અશોઇ તથા ભલા મીથ્રની અમલ્યાતવાળો થાય છે તેમ **તે રવાન** પણ થાઓ!

૪ યે થ્વત્ મજ્દા અસ્રુશ્તીમ્ અકॅમ્ચા અનો યઝાઇ અપા,
ખ્શએતેઉશ્ચા તરેમઇતીમ, વૅરૅજેનધ્યાચા નજ્દિશ્તાંમ દ્રુજॅમ,
અઇરયમનસ્ચા નદॅન્તો, ગેઉશ્ચા વાસ્ત્રાત્ અચિશ્તॅમ મન્તૂમ.

૫ યસ્તે વીસ્પે-મજિશ્તॅમ સ્રઑષॅમ જબ્યા અવંઘહાને;
અપાનો દરॅગો-જ્યાતીમ આ-ક્ષથ્રॅમ વંઘહેઉશ મનંઘહો;
અષાત્ આ ઍરॅજૂશ પથો યએષૂ મજ્દાઓ અહુરો ષએતી.

૬ યે જઑતા અષા ઍરॅજૂશ હ્વો મઇન્યેઉશ આ વહિશ્તાત્ કયા,
અહ્માત્ અવા મનંઘહા યા વॅરॅજયેઇધ્યાઇ મન્તા વાસ્ત્ર્યા:
તા-તોઇ ઇજ્યા અહુરા મજ્દા દરૂશ્તોઇશ્ચા હેમ-પરૂશ્તોઇશ્ચા.

૭ આ-મા આઇદૂમ વહિશ્તા આ ખ્શએથ્યાચા મજ્દા દરॅષત્ચા
અષા વॅહૂ મનંઘહા યા સ્રુયે પરે મગઑનો;
આવિશ-નાઓ અન્તરॅ હેન્તૂ નॅમખ્શઇતીશ ચિથ્રાઓ રાતયો.

૮ ફ્રો-મોઇ ફ્રવોઇજ્દૂમ અરॅથા, તા યા વॅહૂ ખ્શ્યાઇ મનંઘહા
યસ્નॅમ મજ્દા ક્ષ્માવતો અત્ વા અષા સ્તઑમ્યા વચાઓ;
દાતા વે અમॅરॅતાઑસ્ચા ઉતયૂઇતી હઉર્વતાસ્ દ્રઑનો.

૯ અત્ તોઇ મજ્દા તॅમ્ મઇન્યૂમ્ અષઑક્ષયન્તાઓ સરॅદયયાઓ
ખ્શાથ્રા મએથા મયા વહિશ્તા બરॅતૂ મનંઘહા
અયાઓ આરોઇ હાકુરॅનॅમ યયાઓ હચિન્તે ઉર્વાનો.

૪ સરોશ્ર યજદથી દૂર થઈ જવાની હાલત, તથા બદ-મીથ્ર, અને ખુદા તરફ નાસેપાસી, તથા અમલ્યાતમાં ચાલુ દરૂજી, અને "અઇશ્યમન" ને તજી દેવું, તથા "ગએ" ની બરદાસ્ત ઉપર ધ્યાન નહી આપવું— આ બધી છ એબો **તે રવાન** તરફથી સદા દૂર થઈ જાય!

૫ સૌથી બુલંદ સરોશ યજદની મદદ તથા પનાહ તે રવાનને મળતી રહે! ભલા મીથ્રની લાંબી-કાયમી સાથની ભલી સત્તા **તે રવાન** પામતું રહે! જે રાહે-રાસ્ત અહુરમજદનું મુકામ છે તે તરફ **તે રવાન** અશોઇથી આગળ વધતું રહે!

૬ અહુરમજદને જોતી મીસાલ ગણીને **તે રવાન** અશોઇની મારફતે સૌથી સરસ રાસ્ત મીનો થઇને હમ-શરીક થાય! અહુરમજદના મીથ્ર ઉપર ધ્યાન ધરીને ચાલુ તેજ મીથ્રની વરછીશી યાને અમલ **તે રવાન** કરે! અહુરમજદનાં દર્શણ તથા તેવણ સાથે મીથ્રની ગુફ્તેગોની ચાલુ ખાહેશ **તે રવાન** કરતું રહે!

૭ "મગવ સાહેબો" ના બાબમાં જે મરતબાની અશોઇ તથા ભલા મીથ્ર કાર્ય કરે છે તે સૌથી સરસ અશોઇ તથા મીથ્રની અસ્પંદી **તે રવાન** શીખતું રહે, અને પોતાની નમાજ તથા બંદગીમાં તે અશોઇ તથા મીથ્રના "રાદી ચીથ્ર" યાને કુદરત અનુસાર રાહે રાસ્ત બીજરૂપી અસરો **તે રવાન** ચાલુ ફેલાવતું રહે!

૮ અશોઇની મારફતે તથા ભલા મીથ્રની મારફતે સ્તોત યસનને લગતા કલામો છેક "વહેદાન્યત" યાને સૃષ્ટિની મૂળ નેમ સુધી તે રવાન જારી રાખે, જેથી **તે રવાન** અંતે ખુરદાદ અમશાસ્પંદની મીનોઇ-દુરસ્તી તથા અમરદાદ અમશાસ્પંદની અમર્ગીની કાયમી પામવાને લાયક થતું રહે!

૯ અશોઇનો ચાલુ વધારો કરનારી સરદારીને લગતો તે રૂપેના મીનો સૌથી શ્રેષ્ટ મીથ્ર મારફતે "ખાથ્ર" યાને નૂરનો તબક્કો પામે છે, અને તે તરફ હમ-શરીકી તથા સંપુર્ણતા છે કે જ્યાં તમામ રવાનો ચાલુ કુચ કરી રહ્યાં છે, તે બુલંદ તબક્કા તરફ **તે રવાન** કુચ કરતું રહો!

૧૦ વીસ્પાઓં-સ્તોઇ હુઉતયો યાઓં-ઉ આઓંથ્રહુરે, યાઓં-
સચ્યા હેન્તી,
યાઓંસચ્યા મજ્દા અવઇન્તી, થ્વહ્મી હીશ જ્યાંએ
આબક્ષોહુવા.
વૅાહૂ ઉક્ષ્યા મનંઘહા ક્ષથ્રા અષાચ્યા ઉશ્તા તનૂમ.
(બીસ્તા યાને બાજમાં પઢે.) શેકસ્તેહ ઘનામેન્યો, બરૂ
અહેરેમન લેઆંનત સદ્-હજારૂ બારૂ.

(પ્રગટ પઢે.)

૧૧ ☞ યે સેવિશ્તો અહુરો મજ્દાઓંસચ્યા આર્મઇતિશચ્યા,
અષૅમચ્યા ફ્રાદત્-ગએથૅમ મનસચ્યા વૅાહૂ ક્ષથ્રૅમચ્યા,
સ્રઓંતા-મોઇ મેરેજ્દાતા-મોઇ આદાઇ કહ્યાઇચીત્ પઇતી.
(☞ એ ફકરો ત્રણ વાર ભણવો.)

૧૨ ઉસ-મોઇ ઉઝારૅષ્વા અહુરા આર્મઇતી તેવીષીમ દસ્વા,
સ્પેનિશ્તા મઇન્યૂ મજ્દા, વંઘહુયા જવો-આદા,
અષા હઝો એમવત્ વૅાહૂ મનંઘહા ફ્સૅરતૂમ.

૧૩ રફ્ફ્રેઇ વૅાઉરૂચષાને દોઇષી મોઇ યા-વે અબિફ્રા
તા ક્ષથ્રહ્યા અહુરા યા વંઘહેઉશ અષિશ મનંઘહો;
ફ્રો સ્પૅન્તા આર્મઇતે અષા દએનાઓં ફ્રદક્ષયા,

૧૦ હસ્તીને લગતાં તમામ ભલી પેદાયશો અને તબક્કાઓ જે અગાઉ અસલવારેથી થઈ ગયાં, હાલમાં ચાલુ થતાં રહે છે તથા ભવિષ્ય-માં હવે પછી થતાં રહેશે તે ભલી પેદાયશો તથા તબક્કાઓ સાથે તે રવાન હજઓશ યાને એકતાન થવાને લાયકનું થાય, અને તેટલા માટે તે રવાનનું તનુ યાને ખાકી બદન કેહ્રપ યાને અણદીઠ બદનમાં મર્જ થઇને ભલા મીથ્ર, ઇરાદતી તથા અશોઇની મારફતે "ઉશ્તા" યાને મીનોઇ સુખની હાલતે પહોંચે!

(અંતે આહરેમનીનો દોર સરયામ તુટશેજ, અને ગનામીનો દફે થશેજ—આ મીથ્ર તે રવાનનો ચાલુ રેહબર થાઓ!)

૧૧ અહુરમજદ, સ્પંદારમદ, અર્દીબહેસ્ત બેહમન, તથા શાહેરેવર અમશાસ્પંદોની મારફતે તે રવાન "સ્તોત" ચાલુ મેળવતું રહે, અને આ દુન્યાની દરેક તનજબુલ ઉતરતી હાલતમાંથી આગળ વધતું રહીને રૂહાની આલમની તરક્કી યાને ઉંચ હાલતમાં આગળ વધીને "હસ્તી"ની આલમોની તુરફા યાને સર્વથી શ્રેષ્ટ બુલંદ હાલત ઉપર આવવાને તે ઉરવાન લાયક થાય!

૧૨ તે રવાનને અહુરા મજદા સુધીની તુરફા યાને બુલંદમાં બુલંદ હાલતમાં લઈ જવાને માટે "આરમઇતીની તેવીષી" એટલે કુદરત-ના ફરમાનોની તાબેદારી કરવાની ખાસ્યત તથા ઇચ્છા મળતી રહે! તથા ભક્તિની ભલી અસરો મળતી રહે! અને બાતેની હીમત સાથની અશોઇ ચાલુ રહે! તથા ભલા મીથ્રની સર્વોપરી મળતી રહે!

૧૩ ઇચ્છવાજોગ સત્તા તથા ભલા મીથ્રના આશીરવાદો પામીને તે રવાન "ઉરૂ" થવામાં યાને મીનોઇ વૃદ્ધિ પામવામાં ખુશખુશાલ આગળ વધતું રહે; તથા રોજના ચારમઇની મારફતે "આપ" ને લગતા કાયદાઓ યાને દીની ધરમ બજાવતું રહે!

૧૪ અત્‌ રાતાંમ્‌ જરથુશ્ત્રો તન્વસ્ચીત્‌ ફ્રપ્યાઓ ઉશ્તનૅમ
 દદાઇતી પઉર્વતાતૅમ્‌ મનંઘહસ્ચા વંઘહેઉશ્‌ મજદાઇ
શ્યઓથનહ્યા અષાઇ યાચા ઉખ્દફ્યાચા સ્રઓષૅમ ક્ષથ્રૅમચા.

૧૫ ☞ અહ્યા યાસા નૅમંઘહા ઉસ્તાનજસ્તો રફેદ્રહ્યા
મન્યેઉશ્‌ મજદાઓ પઓઉરૂવીમ્‌ સ્પૅન્તહ્યા અષા વીસ્પઁગ
શ્યઓથના

વંઘહેઉશ્‌ ખ્રતૂમ્‌ મનંઘહો, યા ખ્શ્નૅવીષા ગેઉશ્ચા ઉર્વાનૅમ.

( ☞ ઉપલો ફકરો બે વાર ભણવો. )

યથા અહૂ વઇર્યો ૪, અષૅમ વોહૂ ૩

યથા-આઇશ-ઇથાંમ્‌ હાઇતીમ્‌ યજમઇદે.

યેંગહે હાતાંમ્‌ આઅત્‌ યેસ્ને પઇતી વંઘહો,
મજદાઓ અહુરો વએથા અષાત્‌ હચા,
યાઓંઘહાંમચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.

---

(હા ૩૪ મો.)

૧ યા શ્યઓથના યા વચંઘહા યા યસ્ના અમૅરૅતાતૅમ
અષૅમચા તએઇબ્યો દાઓંઘહા મજદા ક્ષથ્રૅમચા હઉર્વતાતો
અએષાંમ્‌ તોઇ અહુરા એહ્મા પૉઉરૂતૅમાઇશ્‌ દસ્તે.

૨ અત્ચા ઇ-તોઇ મનંઘહા મઇન્યુશ્ચા વંઘહુશ્‌ વીસ્પા દાતા
સ્પૅન્તફ્યાચા નૅરશ્‌ શ્યઓથના યેહ્યા ઉર્વા અષા હચઇતે
પઇરિ ગએથે દ્માવતો વહ્મે મજદા ગરોબીશ્‌ સ્તૂતાંમ્‌.

૧૪ જે પ્રમાણે અશો સ્પિતમાન જરાતોશ્ત સાહેબે પોતીકું તનુ યાને ખાકી બુદન તથા ઉસ્તાન યાને જાનની સજીવનશકિત મજદાને ખાતર "અકલે–અવલ" યાને બેહમન અમશાસ્પંદને અર્પણ કીધાં, તથા પોતીકા તમામ કારદાની અર્દીબહેસ્ત અમશાસ્પંદને અર્પણ કીધી, તથા પોતીકા વચનો શહેરેવર અમશાસ્પંદ તથા સરોશ યજદને અર્પણ કીધાં, તે મુજબ, **તે રવાન** અશો જરાતોશ્ત સાહેબનો દરજ્જો પીછાણીને તેવણના અકવાલો ઉપર અમલ કરતું રહે!

(**"અહા યાસા"** ના મીશ્ર માટે જુઓ ઉપર પાને ૯ મે, ફકરો ૧ લો.)

(**"યથા"** ના મીશ્ર માટે જુઓ ઉપર પાને ૫ મે, ફકરો ૬ ઠો. અને **"અષેમ"** ના મીશ્ર માટે જુઓ ઉપર પાને ૩ મે, ફકરો ૧ લો.)

હસ્તી તરફ આગળ વધનારાં રવાનો જેઓએ અશોઇને ખાતરજ કીધેલા "યસ્ન" ને, એટલે કે "સ્તોત સાથે એકતાન થવાની ચાલુ ક્રીયા" ને અહુરમજદે ભલી તરીકે પીછાણી છે તે તમામ નર તથા નારી રવાનોના સીલસીલામાં બધાંઓ કુલ્યાતી રીતે એકતાન થતાં રહીને મીનોઇ વૃદ્ધિમાં આગળ વધવાનાંજ—એ નીયમ મુજબ તે **બહેસ્ત–બહેરેહ રવાન "યથાં–આઇશ–ઇથામે"** ના હાના તમામ સ્તોત સાથે યજ થઇને આગળ વધતુંજ રહે!

---

## ગાથા હા ૩૪:

૧ જે જે કારદાની, વચન, તથા યસ્ન, યાને એકતાન થવાની બુલંદ ક્રીયાઓ અમરદાદ, અર્દીબહેસ્ત, શહેરેવર તથા ખુરદાદ અમશાસ્પંદોને તાલુકે છે તે તે કારદાની વચનો તથા યસ્ન સૌથી પહેલાં જેમ અહુરમજદ તરફથી નક્કી થયલાં છે તેમ **તે રવાનને** મળતાં રહો!

૨ વૃદ્ધિ કરનાર નર કે જેનું રવાન અશોઇનોજ અમલ કરતું રહે છે તે નરની તમામ કારદાની વોહુ મનંઘ યાને બેહમન અમશાસ્પંદ મારફતે અહુરમજદએ મુકરર કરી છે, અને તેજ કારદાની મારફતે તથા સ્તોતના સરોશની મારફતે અહુરમજદ નજદીક જવાનું છે તે મુજબ **તે રવાન અહુરમજદ નજદીક પહોંચવાને લાયક થતું રહો!**

૩ અત્ તોઇ મ્યજદૅમ અહુરા નૅમંઘહા અપાઇચા દામા
ગએથાઑા વીસ્પાઑા આ-ક્ષથ્રોઇ યાઑા વૅહૂ થ્રઑસ્તા
મનંઘહા
આરોઇ-જી હુદાઑાંઘહો વીસ્પાઇશ મજદા ક્ષ્માવસૂ સવો.

અત્ તોઇ આતરૅમ અહુરા અઑજોંઘહ્વન્તૅમ અષા ઉસેમહી,
અસીશ્તૅમ એમવન્તૅમ સ્તોઇ-રપૅન્તૅમ ચિથ્રા-અવંઘહૅમ;
અત્ મજદા દઇબિષ્યન્તે જસ્તાઇશ્તાઇશ દૅરેશ્તા અએનંઘહૅમ.

૫ કત્ વે ક્ષથ્રૅમ કા ઇશતીશ, ષ્યઑથનાઇશ મજદા યથા
વાઑા હુષ્મી
અષા વૅહૂ મનંઘહા થ્રાયોઇદ્યાઇ દ્રિગૂમ યૂષ્માકૅમ,
પરે વાઑા વીસ્પાઇશ પરે વઑખ્મા દએવાઇશચા ખ્રફ્-
સ્ત્રાઇશ મષ્યાઇશચા.

૬ યેજી અથા સ્તા હઇથીમ મજદા અષા વૅહૂ મનંઘહા,
અત્ તત્ મોઇ દક્ષ્તૅમ દાતા અહ્યા અંઘહેઉશ વીસ્પા મએથા,
યથા વાઑા યજૅમ્નસ્ચા ઉર્વાઇદ્યાઑા સ્તવસ્ અયેની પઇતી.

૭ કુથ્રા તોઈ અરૅદ્રા મજદા, યોઇ વંઘહેઉશ વએદૅના મનંઘહો
સૅંગહૂશ રઍખૅનાઑા અસ્પેનચીત્ સાદ્રાચીત્ ચખ્રયો ઉરૅઉરૂ;
નએ-ચીમ્ તૅમ અન્યેમ્ યૂષ્મત્ વએદા અષા, અથા-નાઑા
થ્રાજ્દૂમ.

૩ અશોઇની મારફતે થયલી નમાજ તથા "આજદ" યાને મુરાદ અને મીથ્રની અસરો અહુરમજદની હકુમતમાંના તમામ "ગએથાઓ" અને જુદા જુદા હૈયાતીને લગતા વીભાગોને ચાલુ આપવાથી, ભલા મીથ્રનો હમેશાં વધારો અને આબાદી થતી રહે છે, તે તમામ ગએથાઓ મારફતે તમામ સારા ડહાપણવાળા અમશાસ્પંદો મીનોઇ સંપુર્ણતાનો ફાયદો પામે છે તે મુજબ **તે રવાન** પામવાને લાયક થાઓ !

૪ અહુરમજદનો આતશ જે "અઓજ" ધરાવનાર, સૌથી તેજ-વાળો, બાતેની હીમત આપનાર, સદા મીનોઇ વૃદ્ધિની ખુશાલી આપનાર, બુન–બેખથી મદદ આપનાર, તથા કેશાશને મજબુત રીતે હઠાવનાર છે, તે બુલંદ આતશ તરફ અશોઇની મારફતે અંતે ઉંચે જવાનું છે તેને માટે **તે રવાન** ચાલુ કોશેશમાં રહો !

૫ અહુરમજદની ક્ષથ્ર યાને રાદી સત્તા તથા મુરાદ પામીને અશોઇ તથા ભલા મીથ્રની મારફતે દેવ અને પ્રાફ્ત્રી આદમીના કરતાં "દરવીશ" યાને દુન્યાના વળગણ તથા ખેંચાણોમાંથી દૂર રહેનાર આદમીને ચાલુ રક્ષણ આપવામાંજ હોરમજદની દોસ્તી સમાયલી છે આ નીયમ મુજબ **તે રવાન** અમલ કરતું રહે !

૬ જ્યારે "હસ્તી" યાને મીનોઇ આત્મીક વૃદ્ધિ થવાનીજ છે તો પછી તમામ હૈયાતીના મરકજો બાતેન રીતે જોઇને તથા સમજી લઇને અશોઈ તથા ભલા મીથ્ર મારફતે "ઉરૂ" યાને આત્મીક વૃદ્ધિને લગતા "સ્તોત" સાથે "યજ" યાને એકતાન થઇને હોરમજદ તરફજ જવાનો બુલંદ ખ્યાલ ચાલુ **તે રવાન** રાખીને અમલ કરે !

૭ વોહૂ મનંઘહ યાને બેહમન અમશાસ્પંદનું જ્ઞાન પામીને "ઉરૂ" થવાની અક્કલને લગતાં અણદીઠ "ચખ્રો" ને, શાદ યા નેહસ્ત કેશાશ વખતે ફક્ત અષની મારફતે દીની ફરમાનોની અમલ્યાતથી, "રએ" યાને મીનોઇ જ્ઞાનના પ્રકાશથી ભરપુર કરીને અહુરમજદના ખાકત તરીકેજ પનાહી મેળવવાની છે આ નીયમ તે રવાન બરાબર યાદ રાખતું રહે !

૮ તાઇશ ઝી-નાઓ શ્યઓથનાઇશ બ્યેન્તે, યએષૂ અસ્ પઇરી
પૉઉરૂબ્યો ઇથ્યેજો ;
હ્યત્ અસ્ અઓજ્યાઓ નાઇદ્યાઓંઘહેંમ થ્વહ્યા મજ્દા
આંસ્તા ઉર્વાતહ્યા;
યોઇ નોઇત્ અષેંમ મઇન્યન્તા, અએઇબ્યો દૂઇરે વોહૂ અસ્ મનો.

૯ યોઇ સ્પેન્તાંમ્ આર્મઇતીમ થ્વહ્યા મજ્દા બેરેખ્ધાંમ વીદુષો,
દુશ-શ્યઓથના અવઝજત્ વંઘહેઉશ એવિસ્તી મનંઘહો
અએઇબ્યો મશ અષા સ્યજ્દત્ યવત્ અહ્મત્ અઉરૂના ખ્રફ્સ્ત્રા.

૧૦ અહ્યા વંઘહેઉશ મનંઘહો શ્યઓથના વઓચત્ ગેરેબાંમ
હુખ્રતુશ,
સ્પેન્તાંમ્ચા આર્મઇતીમ દાંમીમ્ વીદ્વાઓ હિથાંમ્ અષહ્યા,
તાચા વીસ્પા અહુરા થ્વહ્મી મજ્દા ક્ષથ્રોઇ આ વોયથ્રા.

૧૧ અત તોઇ ઉબે હઉર્વાઓસ્ચા ખરેથાઇ આ અમેરેતતાઓસ્ચા;
વંઘહેઉશ ક્ષથ્રા મનંઘહો અષા મત્ આર્મઇતિશ વક્ષત્
ઉતયૂઇતી તેવીષી તાઇશ આ મજ્દા વીદ્વએષાંમ્ થ્વોઇ અહી.

૧૨ કત્ તોઇ રાજરે, કત્ વષી, કત્ વા સ્તૂતો, કત વા યસ્નહ્યા.
સ્રુઇદ્યાઇ મજ્દા ફ્રાવઓચા યા વીદાયાત્ અષીશ રાષ્નાંમ.
સીષા-નાઓ અષા પથો વંઘહેઉશ ખ્વએતેંગ મનંઘહો.

૮ દીની-કાયદાઓનો ભંગ કરનારાઓ પોતાની ખોટી અમલ્યાતો-થી પુષ્કળ ઉરવનીક મોત ઉત્પન્ન કરીને દુરવેશોની ઉપર હરકત નાંખે છે, અને તેવાઓ જેઓ અશોઇ ઉપર દીલ લગાડીને અમલ કરતા નથી તેઓથી વોહૂ મનંઘહ એટલે મીનોઇ જ્ઞાનની અક્કલ દૂરની દૂર રહે છે—આ સીદ્ધાંત **તે રવાન** અમલમાં મુકતું રહે !

૯ સ્પંદારમદ અમશાસ્પંદની બુલંદીથી માહીતગાર થઇને, જેઓ વોહૂ મનંઘહ એટલે બહમન અમશાસ્પંદના જ્ઞાન વગર બદ-કારદાનીથી જીંદગી ગુજારે છે, તેઓ નહી ઉરૂ થનારા પ્રફ્સ્ત્રી, યાને આત્મીક જ્ઞાનથી બેનસીબ રહેલા આદમી મીસાલ અશોઇને બહુ મોટું નુકસાન કરે છે—તેમ **તે રવાન** નુકસાન નહીજ કરે !

૧૦ જેઓ વોહૂ મનંઘહ યાને મીનોઇ જ્ઞાનનું ખરૂં ડહાપણ, પોતાની અશોઇની અમલ્યાત તથા મહેર યાને સચ્ચાઇના વચન મારફતે, પકડીને સ્પંદારમદ અમશાસ્પંદને અશોઇની મૂળ પેદાયશ તરીકે ઇલ્મ્યત-થી જાણે છે, અને તમામ પ્રફ્સ્ત્રી આદમીઓને દૂર હઠાવે છે તેઓ મીસાલ **તે રવાન** ચાલુ ભલી કારદાનીમાં રહે !

૧૧ રવાનને લગતા મીનોઇ ખોરાકના બાબમાં ખુરદાદ તથા અમર-દાદ અશોઇની મારફતે ભલા મીથ્ર, ઇરાદતી તથા આરમઇતીનો વધારો કરીને "ઉતયૂઇતી-તેવીષી" યાને આત્મીક વૃદ્ધિને લગતી શ્રદ્ધા તથા બુલંદ ખાસ્યત અને ઇચ્છા બરપા કરીને તમામ કેશાશને દૂર કરાવનારા છે—એમ **તે રવાન** બરાબર ખ્યાલમાં રાખે !

૧૨ અહુરમજદના અચુક નીયમો, અહુરમજદની મુરાદ તથા "સ્તોત યસ્ન" શું છે તે બરાબર **તે રવાન** પામે ! તથા કુદરતના ફરમાનોની અમલ્યાતનો બદલો **તે રવાન** મેળવે ! તથા અશોઇની મારફતે વોહૂ મનંઘહ યાને બેહમન અમશાસ્પંદના પોતાના માર્ગ ચાલુ શીખતું રહે !

૧૩ તૅમ અહ્વાનૅમ અહુરા યેમ મોઇ અશ્રૉશા વંઘ્રહેઉશ મનંઘ્રહો,
દએનાઑ સઑષ્યન્તાંમ યા હૂકૅરૅતા અષાચીત્ ઉર્વાક્ષત્,
હ્યત્ ચિવિશ્તા હુદાઓ મીઝ્દૅમ મઝ્દા, યેહ્યા તૂ દથૅમ.
૧૪ તત્ જી મઝ્દા વઇરીમ્ અસ્તવઇતે ઉશ્તાનાઇ દાતા
વંઘ્રહેઉશ્ષ્યઑથના મનંઘ્રહો યોઇ જી ગેઉશ વૅરૅઝેને અઝયાઑ
ક્માકાંમ હુચિસ્તીમ્ અહુરા ખ્રતેઉશ અષા ફ્રાદો વૅરૅઝેના.
૧૫ ☞ મઝ્દા અત્ મોઇ વહિશ્તા સ્રવાઑસ્ચા ષ્યઑથ-
નાચા વઑચા,
તા-તૂ વૅાહૂ મનંઘ્હા અષાચા ઇષુદૅમ સ્તૂતો,
ક્માકા ક્ષથ્રા અહુરા ફ્રેરષૅમ વસ્ના હૈઇથ્યેમ્ દાઓ અહૂમ.
(☞ ઉપલો ફકરો ૪ વાર ભણવો.)
☞ અહ્યા યાસા નૅમંઘ્હા ઉસ્તાનઝસ્તો રફ્‌ૅદ્રહ્યા
મન્યેઉશ મઝ્દાઑ પઓઉર્વીમ સ્પૅન્તહ્યા અષા વીસ્પૅંગ
ષ્યઑથના
વંઘ્રહેઉશ ખ્રતૂમ્ મનંઘ્રહો, યા ખ્શ્નૅવીષા ગેઉશ્ચા ઉર્વાનૅમ.
(☞ ઉપલો ફકરો બે વાર ભણવો.)
યથા અહૂ વઇર્યો ૪, અષૅમ વૅાહૂ ૩
યા-ષ્યઑથનાંમ હાઇતીમ્ યઝમઇદે. અહુનવઇતીમ્ ગાથાંમ્
અષઓનીમ્ અષહે રતૂમ્ યઝમઇદે. અહુનવઇત્યાઓ ગાથયાઓ
હુન્દાતા યઝમઇદે.
યેંઘ્હે હાતાંમ્ આઅત્ યેસ્ને પઇતી વંઘ્રહો,
મઝ્દાઓ અહૂરો વએથા અષાત્ હચા,
યાઓંઘ્હાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યઝમઇદે.

૧૩ વોહૂ મનંઘહ યાને બેહમન અમશાસ્પંદના ખાસ માર્ગની અંદર સઓષ્યંતોના તમામ કાયદાઓ સમાઇ જાય છે, અને આ બધા કાયદાઓની અશોઇથી કીધેલી અમલ્યાતથી અકવાલો મુજબ એટલે કુદરતમાં નીરમાણ થયલાં કારણ તથા પરીણામના કાયદા મુજબ જે બદલો "ઉર્વાજ" યાને મીનોઇ ખુશાલી—પામવાની છે તે અત્યંત મીનોઇ ખુશાલી તરફ **તે રવાન** ઢળતું રહે!

૧૪ જેઓ આ નીસ્તીની આલમ યાને ગેતીની દુન્યાની હસ્તી યાને મીનોઇ વૃદ્ધિ કરવાને ખાતર અહુરમજદની અક્કલ અને ડહાપણને લગતી અશોઇની અમલ્યાતોનો ચાલુ "ફ્રાદો" યાને વધારો કરનારા છે તેઓજ વોહૂ મનંઘહ યાને મીનોઇ જ્ઞાનની અમલ્યાતથી હાડમંદ હૈયાતીની જે મુરાદ અહુરમજદે નીર્માણ કીધી છે તે મૂરાદને પામશેજ—આ જીંદગીની નેમ સદા યાદમાં **તે રવાન** રાખે!

૧૫ અહુરમજદ તરફથી સૌથી સરસ ફરમાનો તથા અમલ્યાતો જાણીને અશોઇ તથા ભલા મીથ્ર મારફતે સ્તોતનો કાયદો અમલમાં લેઇને તેનીજ ક્ષથ્રવઇર્ય યાને ભલી ઇચ્છવાજોગ સત્તાની મારફતે તેની મૂરાદ મુજબ "હસ્ત" તરફ જવાને માટે "અહૂ" હમેશાં આગળ અને આગળ તાજેહ અને તાજેહ વૃદ્ધમાં ચાલુ રહે!

આમીન!

(**"અહ્યા યાસા"** ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૯ મે, ફકરો ૧ લો.)

(**"યથા"** ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૫ મે, ફકરો ૬ ઠો, અને **"અર્યેમ્"** ના મીથ્ર માટે જુઓ ઉપર પાને ૩ મે, ફકરો ૧ લો.)

હસ્તી તરફ આગળ વધનારાં રવાનો જેઓએ અશોઇને ખાતરજ કીધેલી "યસ્ન" ને, એટલે કે "સ્તોત સાથે એકતાન થવાની ચાલુ ક્રીયા" ને અહુરમજદે ભલી તરીકે પીછાણી છે તે તમામ નર તથા નારી રવાનોના સીલસીલામાં બધાંઓ કુલ્યાતી રીતે એકતાન થતાં રહીને મીનોઇ વૃદ્ધિમાં આગળ વધવાનાંજ—એ નીયમ મુજબ તે **બહેસ્ત-બહેસ્ત રવાન "યા-અર્યોથનાંમ્"** ના હાના તમામ સ્તોત સાથે યજ થઇને **આગળ** વધતુંજ રહે!

---

(ત્યાં સુધી ભણી રહ્યા પછી ગેહ-સારનારા સાહેબોએ નીચે મુજબ બાજ મુકવી :)

૧ નૅમસ્ચા યા આરૂમઇતિશ ઇજાચા, નૅમસ્ચા યા આરૂમઇતિશ ઇજાચા, નૅમસ્ચા યા આરૂમઇતિશ ઇજાચા;

૨ યથા અહૂ વઇર્યો ૫;

૩ ઇદ ઇરિસ્તનાંમ ઉર્વાનો યજમઇદે યાઓ અષઓનાંમ ફ્રવષયો; ઇદ ઇરિસ્તનાંમ ઉર્વાનો યજમઇદે યાઓ અષઓનાંમ ફ્રવષયો; ઇદ ઇરિસ્તનાંમ ઉર્વાનો યજમઇદે યાઓ અષઓનાંમ ફ્રવષયો.

૪ યથા અહૂ વઇર્યો ૨

૫ યસ્નૅમ્ચ વહ્મૅમ્ચ અઓજસ્ચ જવરૅચ આફ્રીનામિ, સ્રઓષહે અષ્યેહે, તખ્મહે તનુ-માંથ્રહે, દરૂષિ-દ્રઓશ, આહૂઇર્યેહે.

૬ અષૅમ વૉહૂ ૧.

* * *

૭ હુજંઘ્રૅમ બએષજનાંમ, બએવરૅ બએષજનાંમ; હુજંઘ્રૅમ બએષજનાંમ, બએવરૅ બએષજનાંમ; હુજંઘ્રૅમ બએષજનાંમ, બએવરૅ બએષજનાંમ.

૮ અષૅમ વૉહૂ ૧

---

* * * ગુજર પામેલાં રવાન માટે જે ભણતરો ભણવામાં આવે તે વખતે "અહ્માઇ રએસ્ચ" તથા "કેરફે મોઝદ" ભણાઇ શકાય નહી, અને "જસમે અવંઘહે" માંના "રામનો ખાસ્ત્રહે" વાળાં પદ "સ્પેન્તો મઇન્યોમ" સુધી ભણી શકાય નહી.

# ગેહ સારણું પુરૂં કરતી વખતે ગેહ સારનારા મોબેદ સાહેબો જે સરોશની બાજ મુકે છે તેના મીથ્ર.

૧ અએ આબાદી ભરેલા સ્પંદારમદ અમશાસ્પંદ! દરૂજીને મારી હટાવવામાં તમો જે સર્વોપરી ભોગવો છો તેને ખાતર ત્રણ મરતબે સર ઝુંકાવીને તમોને નમન કરી તમારી સેપાસ કરીયે છીએ!

૨ પાંચ યથાના કલામોની મારફતે જે પંજી જરવીકશ નામની બાતેન પાંચ ગતીઓ ભેંજાં સાથે સંબંધ ધરાવે છે અને મીથ્રને જોશ આપે છે, તે પંજી જરવીકશની મારફતે અશો સરોશ યજદના પ્રવાહો ચાલુ થ્યાં મદદગાર થાય!

૩ તમામ ગુજર પામેલાં રવાનો જેઓ "અશોનામ ફ્રવષી" ના મરતબામાં દાખલ થઇ ચુકયાં છે તે તમામ ગુજર પામેલાં રવાનોના ફરોહરો સાથે તે રવાન ત્રણ મરતબે "યજ" એટલે એકતાન થવાને લાયક થાઓ!

૪ તે સાહેબ એકજ છે; અને વખ્શુરે-વખ્શુરાન રમ્જ-ગો અશો સ્પિતમાન જરાતોસ્ત સાહેબ દાદાર અહુરમજદના એકલા પેગામ્બર સાહેબની દીન મુજબ, અમો ઉસ્તેવાર રહીએ!

૫ અશો સરોશ યજદનો નાદ માંથ્રના સ્તોતથી ઉભાં કીધેલાં કેહર્પની મારફતેજ અમારાં કેહર્પ સાથે યજ થાય, અને તે માટે અમારૂં આત્મીક કૌવત જોરાવર અને મજબુત થતું રહે!

૬ "અષેમ વોહૂ" ના બ્લુ સ્તોત ખુરેહનો વધારો કરે!

(ગુજરેલાં રવાનને માટેનાં દરેક ભણતરમાં આખી અહ્માઈ રએશ્ચ અને જસમે અવંઘહે મજદનો "રામનો ખાસ્ત્રહે" થી "સ્પેન્તો મઇન્યૂઓમ" સુધીનો ભાગ તેમજ કેરફે મોઝદ છોડી દેવામાં આવે છે.)

૭ રવાનની વૃદ્ધિને ખાતર, ચારે અનાસરો તથા પંજી જરવીકશ ત્રણ મરતબે સુક્ષ્મતામાં પવિત્ર થઇને કેહર્પને દુરસ્ત રાખવામાં મદદ કરે!

૮ "અષેમ વોહૂ" ના બ્લુ સ્તોત ચાલુ ખુરેહનો વધારો કરે!

૯ જસ મે અવંઘ્રહે મજ્દ, જસ મે અવંઘ્રહે મજ્દ, જસ મે અવંઘ્રહે મજ્દ.

૧૦ અમહે હુતાશ્તહે હુરઓદહે, વૅરેથ્રઘ્નહે અહુરદાતહે, વનઇન્ત્યાઓસ્ચ ઉપરતાતો.

* * *

૧૧ રવાપહે ખ્વદાતહે, જરૂવાનહે અકરનહે, જરૂવાનહે દરેઘો-ખ્વદાતહે.

૧૨ અશેમ વોહૂ ૧

* * *

---

* * * ગુજર પામેલાં રવાન માટે જે ભણતરો ભણવામાં આવે તે વખતે "અહ્માઇ રએશ્ચ" તથા "કેરફે મોજદ" ભણાઇ શકાય નહી, અને "જસમે અવંઘહે" માંના "રામનો ખાસ્ત્રહે" વાળાં પદ "સ્પેન્તો મઇન્યઓમ" સુધી ભણી શકાય નહી.



૯ ત્રણ મરતબે હર વખત અએ મજદ! તારી મદદ હોજો!

૧૦ દરૂજીની સામે ફત્તેહમંદીથી લડવા માટે બેહરામ યજદના હીમત-ભરેલા પ્રવાહો તેમજ દરૂજી ઉપર ગાલેબ આવવાના પ્રવાહો અમોને મળતા રહે!

૧૧ "જરવાન-ઇ-અકરન" એટલે હદ વગરની ગતીના મૂળથી જે "જરવાન-ઇ-દરેઘો-ખદાત" હાલ ચાલતો લાંબો જમાનો ચાલુ છે તેની મારફતે જે "શ્વાશ્ન-ખદાત" યાને સાત આસ્માનોના ફરવાથી પ્રવાહો આવીને કેશાશના કાયદાનો અમલ ચાલે છે, તે બધા પ્રવાહો રવાનની સેવટની નેમ પાર પાડવામાં મદદ કરનારા થાય એવી શાદ રીતે આવ્યા કરે, જેથી કરીને "રવાન-બોખ્તગી" એજ સેવટની નેમ છે એમ અમો દમેદમ યાદ રાખ્યે!

૧૨ "અષેમ વોહૂ" ના બ્લુ સ્તોત ચાલુ ખુરેહનો વધારો કરે!

**આમીન! આમીન!! આમીન!!!**



# સેવટના બે બોલ:

## બસ્તે-કુસ્તીઆંન હુમ-દીનની લાશને દાખ્મે-નશીન કરવા માટે ધ્યાન પુગાડવાજોગ બીનાઓ.

સાયન્સ કહો કે ધર્મ કહો કે કુદરતના કાયદા કહો—ગમે તે કહો, પણ લાશને જમીનમાં દાટવી, યા પાણીમાં નાંખવી, યા આતશની ચેહમાં બાળવી યા વીજળીક યંત્રથી ક્રીમેટોરીયમથી ભુંજવી—આ બધી રીતીઓ કરતાં સર્વેથી ચહડયાતી રૂઢી સુર્યનાં ખુલ્લાં તડકાંમાં પહાડની ઉંચી જગ્યાએ લાશને ઉઘાડી રાખીને ખુરશેદ-નીગરસ્ની કરીને પક્ષીઓ મારફતે જલદીથી ભક્ષ કરાવવાની છે આમ દરેક વીચારવંત શખ્સ એ બાબેના બારીક અભ્યાસ પછી કબુલ રાખી શકશે. લાશને ઠેકાણે પાડવાની રૂઢી વિષે વીચાર કરતી વખતે ખાકી શરીર કે જેને ઠેકાણે પાડવાનું છે તેનો વીચાર અને તેજ વખતે સાથે સાથે તે શરીરમાંથી બહાર નીકળી ગયલો છતાં અણદીઠ સંબંધ ચોકસ વખત સુધી ધરાવતો પુષ્કળ વિચારો કરનારો આત્મા (રવાન) એ બેઉનો વિચાર કરવાની જરૂર પડે છે. શરીરને ઠેકાણે પાડતી વખતે ફક્ત શરીરની એકજ બાજુનો ખ્યાલ લઇને કામ કરી તેમાં વાસો કરી ગયલાં રવાનનો ખ્યાલ ભુલી જવો જોઇતો નથી. આ કાયદો બરાબર ધ્યાનમાં રાખીનેજ માજદયસ્ની જરથોસ્તી દએનમાં લાશને ઠેકાણે પાડવા માટે "દખ્મ-નશીની" ની રૂઢી શીખવવામાં આવી છે, અને તે માટેનાં ખાસ કારણોનો બારીક અભ્યાસ જેઓએ કરવો હોય તેઓને "ફ્રશો-ગર્દ" ચોપાન્યું (જેમાં એ બાબદ હુજી ચરવાય છે) તેનાં પુસ્તક ૧૨, અંક ૧-૨ થી પુસ્તક ૧૬, અંક ૩-૪ વાંચવાની ભલામણ કરીને આગળ ચાલીશું.

હવે "દખ્મ-નશીની" કરવા અગાઉ "દખ્મ-નશીની" ને લાયકનું બનાવવા માટે લાશને કેવી રીતે અસલ તરીકત મુજબ તૈયાર કરવી જોઇએ તે ધ્યાનમાં લેવાની જરૂર છે.

શરૂઆતમાં જો બની શકે તો જે વખતે એક શખ્સ ઘડીપળ હોય પણ શ્વાસોશ્વાસ ચાલુ હોય તે વખતે બને તો તે શખ્સનું શરીર ચોખ્ખાં પાણીથી ઝડપથી સાફ કરી તેનાં ધોતાં પણ વપરાયલાં કપડાં પહેરાવી એક ચોખ્ખું, સફેદ, સોજું, ધોયલું, ચાદર-પીછોડીનું કપડું એવડું કરીને સાફ કીધેલી જમીન ઉપર બીછાવીને તેની ઉપર તે માણસને સુવાડવું. અસલ નીરંગદીનનો નીરંગ તથા હોમનું પાણી પણ પાતા હતા. પછી તે શખ્સની આગળ આતશ રોશન કરી તે ઉપર સુખડ લોબાન વગેરે ખુશબો મુકી તથા ઘી અથવા કોપરેલની બતી કરીને તે ગુજરનાર શખ્સ નજદીક ચાલુ "અષૅમ વૉહૂ" તથા પતેત પશેમાનીના ભણતરો ધીમા સાએત અવાજે પણ તે શખ્સના કાન ઉપર અવાજ પડે તેવી રીતે, તે ઓરડામાં બીજી દરેક રીતની શાંતી જાળવીને, મોરદેહ-શુયાંન યાને સચકનારાઓને સોંપવામાં આવે ત્યાં સુધી ચાલુ કરવાં જોઇએ. ત્યાર બાદ સેવટનો દમ તદન બહાર નીકળી ગયા પછી બરાબર તપાસ કરીને તે શખ્સની લાશને બનતાં સુધી ગુજર-વાનીજ ગેહ દરમ્યાન સચકાર કરવો જોઇએ, કારણ કે ગેહ બદલાયા પછી દરૂજ નસુશનું જોર ઘણુંજ વધી જઇ રીમનીની આલુદગી લાગુ પડે છે. તેથીજ વળી દરેક ગેહ બદલાય કે શબને સગદીદ કરાવવાનો હુકમ છે. વળી જ્યાં સુધી મોરદેહ-શુયાંનને તે શબ સચકાર માટે હવાલે થાય ત્યાં સુધી ઘેરનાંઓએ જોડ થઇને "અષૅમ" ભણતાં ભણતાં તે શબની સાથે પેવંદ કરીને બેસવું, પણ ગેહ બદલાય તો સખત રીમની લાગુ પડે છે તેની ખુબ ચોંપ રાખવી. આજે પાયદસ્ત માટે દોડાદોડી કરવામાં આવે છે અને સચકાર ગુજરયા પછી લાંબે વખતે કરવામાં આવે છે, જ્યારે અસલ તરીકત મુજબ સચકાર ગુજરવાની ગેહમાંજ તાબડતોબ કરવાની દોડાદોડી કરવામાં આવતી અને ત્યાર બાદ પાયદસ્ત નચીંતે ધીરેથી કરવામાં આવતી હતી. મોરદેહ-શુયાંન યાને સચકાર કરનારા સાહેબોએ (અસલ મરદો માટે મરદો અને બાનુઓ માટે બાનુઓ એ કામ

કરતાં હતાં) એલાહેદાં મકાનમાં પોતે ન્હાવાની બાજ લેઇને પોતાનાં શરીરને ગૌમુત લગાડીને ચોખાં પાણીથી નાહીને સોજાં કપડાં પહેરીને તૈયાર રહેવું, અને બેઉ સાહેબોએ પોતપોતાની કમર ઉપર બાંધેલી કુસ્તી સાથે નારાંનું પેવંદ કરીને પેવંદમાંજ રહેવું, અને પછી જેમ ગેહસારણું ભણવા અગાઉ "સરોશની બાજ" લેવા આ કેતાબમાં દીબાચાના પાને ૧૧ મે જણાવ્યું છે તેમ "સરોશની બાજ" "અપહે" સુધી બીસ્તા પઢીને પછીજ મુંગે મહોંડે સચકાર કરવા માટે પેલી કપડાં પહેરાવેલી લાશની નજદીક જવું. તે વખતથીજ ત્યાં સગદીદ માટે કુતરો હાજર રાખવો. ઘણે દૂરથી બતી તથા આતશ ખુશબો સાથે રોશન ચાલુ રાખવાં. સચકાર હમેશાં ગુજરનારનાં ઘેરમાંજ કરવો જોઇએ અને તે કરતી વખતે એટલે મરણ પામ્યા પછીનાં શરીરને યાને નસાને વંદીદાદમાં ઠામ ઠામ જણાવ્યા મુજબ પાણી કદીબી લગાડવું જોઇએ નહી, પણ તાજો ગૌમુત એટલે ગોધાનો તરો યા નીરંગ હાજર કરીને બે મોરદે-શુયાંનમાંનો એક જણ હાથના મોજાં પહેરીને જેમ સ્પંજ કરયે તેમ આખે શરીરે તરો લગાડીને પાક કરે. પછી શબને પહેલેથીજ સકીલ ચીજ યાને પથ્થરપર મુકી સચકાર શરૂ કરે. ઘેરમાં સચકારના શીલ (પથ્થર) ઉપર તેમજ ઝાદ-મર્ગમાં ત્યાંના શીલ (પથ્થર) ઉપર શબને મુકતી વખતે માથું દક્ષિણ તથા પગ ઉત્તર તરફ રહે, અથવા તો માથું પુર્વ યા પશ્ચિમ તરફ રહે તેમ શીલ ઉપર શબને આસ્તે રહીને અદબ આદાબથી સંભાળથી ઉંચકીને મુકવું. મરદ યા ઓરત ગમે તે હોય તેને પહેલાં છુપી-ગાહ નજદીક બરાબર કાછો બાંધીને પછી તેનો વપરાયલો પણ ધોયલો સાફ લેંગો, ટોપી, સદરો એમ પહે-રાવીને ટોપી ઉપર કપડાંનું પેવંદ કાન ખુલ્લા રાખીને બાંધી લેઇને તેમજ લાશનાં મોહોંડાપર પદાન બાંધીને લાશને એક સચકનાર પોતાના હાથે સંભાળથી અઢેલાવી રાખીને બીજા મોરદે-શુયાંને પછી ફક્ત બે યથા એક અષેમથી તેની વપરાયલી કુસ્તી બાંધવી. ત્યાર બાદ તે લાશને વપરાયલો પણ

ધોતો જામો પહેરાવીને જામાના અંદરના તેમજ બહારના કસ બાંધવા. **વંદીદાદ, ફરગરદ ૫; ૧૧** મુજબ લાશના પગ હમેશા **વાળેલાજ** રાખવાનો હોકમ હોવાથી મરદ હોય તો પહેલાં ડાબા પગની પાટલી જમણી જાંગ ઉપર લાવીને પછી જમણા પગની પાટલી ડાબી જાંગ ઉપર આવે તેમ પગ વાળવા. જો ઓરત હોય તો પહેલાં જમણા પગની પાટલી ડાબી જાંગ ઉપર આપીને પછી ડાબા પગની પાટલી જમણી જાંગ ઉપર લાવીને પગ વાળવા. આ પ્રમાણે પગ વાળ્યા પછી બેઉ પગ બરાબર ઢંકાયલા રહે તેમ જામાના છેડા વાળીને બરાબર કરવા. તેજ પ્રમાણે જામાની બોંય લાંબી હોય તો બેઉ હાથના આંગળા સુધીના ભાગો ઢાંકી નાંખવા, અને નહી તો પછી જુદા કટકાથી બોંય સાથે કપડાંના પેવંદ આપીને હાથોને ઢાંકવા, અને હાથોને અદબ વાળ્યે તેમ છાતી ઉપર વાળવા. જો મરદ હોય તો પહેલાં ડાબો હાથ વાળીને તે ઉપર જમણો હાથ વાળવો અને જો ઓરત હોય તો પહેલાં જમણો હાથ વાળીને તે ઉપર ડાબો હાથ વાળવો. આ પ્રમાણે કરી રહ્યા પછી સચકારમાં સૌથી અગત્યની ચીજ જે "**બંધ**" બાંધવા બાબેની છે તે ઉપર ખુબ ધ્યાન આપવું. દરેક બંધ બાંધતી વખતે બેઉ સચકાર કરનારાઓએ "**અશેંમ વૉહૂ**" આખી કુશાદે ભણવી. બંધ બાંધવા માટે મજબુત નારાંનો ઉપયોગ કરવો પણ તે આખો સળંગજ ટુકડો લેવો અને સળંગ રાખીનેજ તેમાંથી બધા મળીને **સાત બંધ** બાંધવા જોઇએ. પહેલો બંધ ગળાં ઉપર લઇને તે પેવંદ સાથે બેઉ હાથની વચોવચથી હાથો સાથે, બીજો બંધ ડાબા હાથની કાંડી તથા જમણા હાથની કોણી સાથે લેઇને, ત્રીજો બંધ જમણા હાથની કાંડી અને ડાબા હાથની કોણી સાથે લઇને, ચોથો બંધ કમરપર, પાંચમો બે પગના નલા ક્રોસ થાય છે ત્યાંથી સાથે લઇને, છઠ્ઠો જમણા પગના ગુંઠણની આસપાસ લેઇને, અને સાતમો ડાબા પગના ગુંઠણની આસપાસ લેઇને—એમ દરેક બંધ વખતે એક એક "**અશેંમ વૉહૂ**" ભણતાં બંધ પુરા કરવા જોઇએ. ત્યાર બાદ આંખ, કાન

ખુલ્લાં રહે પણ માથાંના બાલ તદન ઢાંકેલા રહે તેમ માંથાનું ઢાંકણુ સરખું કરવું, અને પછી વધેલાં ફાંટાતુંટા કપડાંનું ગોળ ટકયા જેવું કરીને ઝાદ-મર્ગમાં માથાં આગળ તે ટકયા તરીકે મુકવા તૈયાર રાખવું. ત્યાર બાદ એક મોરદે-શુયાંન માથાં આગલ રહે અને બીજો પગ આગલ રહે અને ત્યાર બાદ ત્રાંબાનો યા લોખંડનો ખીલો લેઇને શબનાં ડાબા કાન નજદીક જમીન સાથે ખીલો લગાડીને "**યથા**" ભણવાનો શરૂ કરે, અને તે ખીલાને જમીન ઉપર લાઇન દોરતાં હોય તેમ શબના જમણા હાથ તરફથી ચલાવીને શબની આસપાસથી લાવીને પાછો ડાબા હાથ આગળથી શબના માંથાં સુધી લે. આવી રીતે એક **યથા** પુરો કરતાં એક "કશ" ખેંચવો. એવા એવા બધા મળીને ત્રણ યથા ભણતાં ભણતાં ખીલો જમીનને લગાડેલો રાખીનેજ આસ્તે આસ્તે ત્રણ કશ સંપુર્ણ ખેંચવા, અને પછી ખીલો તે શબના માથાં નજદીક સીલ (લાદી) ની નીચે મુકી કશ સાબેત કરવા. આ સચકારના કશની બહુ બુલંદ મતલબ છે. ત્યાર બાદ પાછું સગદીદ કરાવીને સચકાર કરનારા સાહેબોએ ત્યાંથી ઘણે દૂર જઇને "**સરોશની બાજ**" મુકવી, એટલે કે બે યથા, યસ્નૅમ્ચ...સ્રઑષહે અષ્યેહેથી છેડે સુધી ભણે. (અહ્માઇ રએશ્ચ, કેરફેહ મોજદ અને જસમે અવંઘહે મજદનો "રામનો ખાસ્ત્રહે" થી "સ્પૅન્તો મઇન્યઓમ" સુધીનો ભાગ નહી ભણવો.) પછી મુંગે મહોંડે પોતાનાં શરીરને નીરંગ લગાડીને ચોખાં પાણીથી અંગોળ કરીને સોજ્ઞાં કપડાં પહેરવાં.

જેવી ઘેરમાં સચકારની ક્રીયા ઉપર મુજબ પુરી થઇ કે શબને સેવટનું દોખ્મે-નશીન થાય ત્યાં સુધી ઝાદ-મર્ગનાં મકાનમાં ખસેડવાની તૈયારી કરવી. અસલ જરથોસ્તી દએનના ફરમાન મુજબ ગુજરનારનાં ઘેરમાં ફકત સચકારજ થતો હતો, અને ત્યાર બાદ તે શબને એ કામ માટે ખાસ જુદાં અલાહેદાં બનાવેલાં મકાન—જેને "**ઝાદ-મર્ગ**" કહેતા હતા—ત્યાં લઈ જતા હતા. આ અસલી ઝાદ-મર્ગ (હાલના નસા-ખાનેહ યા મુંબઇની ડુંગરવાડીની બંગલીઓને કાંઇક મળતાં આવતાં મકાનો) ચોકસ મોહલ્લા-

ઓના અંતરે રાખવામાં આવતાં, જેમાં શબને મુકવા માટેની કાયદેસરની પાવીઓનો તેમજ શીલ યાને પથ્થરોનો તથા ત્યાં કાયદેસર આતશ હાજર રાખવા માટે ખુઆંનોનો પુરતો બંદોબસ્ત હતો, તેમજ પાયદસ્તે જનારાઓની મજલીસ માટે ત્યાંજ તે પાવીઓથી દુર ખાસ સગવડ રહેતી હતી, તેમજ કુટુંબ–દોસ્ત આસ્નાવ તેમજ અનજુમનની ઓરતોની મજલીસ માટે એલાહેદી સગવડ પણ રહેતી હતી. આ ઝાદ–મર્ગને હમેશાં **બે દરવાજા** રહેતા હતા, જેમાંના એક દરવાજે શબ અંદર લઇ જતા અને બીજેજ દરવાજેથી પાયદસ્ત કાઢવાની ખાસ સંભાળ લેતા હતા. સચકાર થયલાં શબને તરતીબથી આ ઝાદ–મર્ગમાં લાવી, પાયદસ્ત કાઢે ત્યાં સુધી નાની તેમજ મોટી યશ્તેગાંન (ભોંય આગળનાં ભણતરો તેમજ ગેહ–સારણું) કરવામાં આવતાં, અને હમેશાં આ ઝાદ–મર્ગમાંથીજ પાયદસ્ત અસલ કરવામાં આવતી. આ ઝાદ–મર્ગનો ઉપયોગ શબ દોખ્મે–નશીન થાય ત્યાં સુધીજ કરવામાં આવતો. દોખ્મે–નશીન થયા પછી ઉરવાનની ત્રણ દીવસની સઘળી ક્રીયાઓ તે ગુજરનારનાં મકાનમાં સચકારવાળી જગ્યાથી ચોકસ દુર કરવામાં આવતી, કારણ કે તે જગ્યાએ રહેલા ચેરાગ આગલ સચકારના કશની ખુબીને લીધે તે ગુજર પામેલું ઉરવાન ચેહારમની બામદાદે અહીંથી અવલમંજલ થાય ત્યાં સુધી અણદીઠ રીતે મુકામ કરીને થોભેલું હોય છે. ઝાદ–મર્ગમાં ખસેડવા માટે નસેસાલારો આવીને, પેવંદ થઇને મકાનની બહાર સરોશની બાજ લઇને, ગ્આંનમાં તે શબને મુકીને માથાંનો ભાગ આગલ રહે તેમ બહાર કાઢીને ઝાદ–મર્ગ તરફ લઇ જાય. આ વખતે શબની આગલ આગલ પેલા ઘેરનાજ રોશન કીધેલા આતશને આફ્રરગાન્યાનું પેવંદ કરીને એક મોબેદ નવ કદમ દુર પહેલો ચાલે અને શબને ઝાદ–મર્ગના એક દરવાજેથી અંદર લઇ જવામાં આવે અને પાવીમાંના શીલ ઉપર મુકી સગદીદ કરવામાં આવે. તેજ વખતે રહેવાનાં મકાનની અંદર જ્યાં શીલ (પથ્થર) ઉપર સચકાર કરેલો હોય છે ત્યાં માથાંવાલાં ભાગ આગલ એક રોગનનો (ગાયનાં ઘીનો) ચેરાગ તુરતજ રોશન કરવો અને તે

વપરાયલા શીઅને મકાનની બહાર તે નસેસાલારોએ કાઢી નાંખી તેને સારી રવેસે નીરંગથી પાવ કરવો. પછી તે શગને મુકેલી સચકારની જગ્યા ઉપર ઘેરનાંઓએ તાજો નીરંગ છાંટીને તેને તદન એલાહેદીજ રાખવી અને તે જગાની બરાબર ઉપર ચોકસ મુદત લગી કાંઇ પણ ક્રીયા થવી જોઇએ નહી, કારણ કે **વંદીદાદ, ફ૦ ૫; ૪૨** મુજબ જમેસ્તાન (શીયાળા) માં બીજી હાવનના પાંચ મહીના બરવકતના આવાં મહીનાથી સ્પંદારમદ મહીના દરમ્યાન દશ દીવસે તે સચકારની ભોંય પાક થાય છે અને હામીન યાને ઉનાળામાં રપીથ્વનના સાત મહીના બરવકતના ફ્રવરદીન મહીનાથી મેહેર મહીના દરમ્યાન તે સચકારની જગ્યા બરોબર એક મહીને પાક થાય છે. તેથી ભોંય રાખવાની ઉપલી મુદત દરમ્યાન રોજ એકવાર તે સચકારની જગ્યાએ તાજો નીરંગ છાંટી સુકવી કપડાંથી નુછયા પછી પાણી છાંટયા કરવું. હવે, ઝાદ-મર્ગમાં લાશની પાવીથી ત્રણ કદમ દૂરથી પેલો ઘેરનોજ આતશ રોશન રાખીને ત્યાં "નાની યશ્તેગાંન" યાને ભોંય આગળ ભણવાનું ભણતર ચાલુ કરવું. "નાની યશ્તેગાંન" ભણતી વખતે "રવાનની પતેત" બીલકુલ ભણવી નહી, કારણ કે ત્રણ દીવસ સુધી તેમજ દરસાલ ફ્રવરદેગાંનના પહેલા દશ દીવસ દરમ્યાન "રવાનની પતેત" ભણી શકાય નહી, પણ ચહારમને દીવસથી ગમે એટલાં વરસો સુધી "રવાનની પતેત, આતશ ન્યાએશ તથા રાતની સરોશ યશ્ત વડી" એ ઘણાં ઉત્તમ ભણતરો રવાનના લાભ માટે છે. નાની યશ્તેગાન માટે "સરોશ બાજ, ગેહ, દીવસ હોય તો ખુરશેદ મહેર ન્યાએશ, રાત હોય તો સરોશ યશ્ત વડી, આતશ ન્યાએશ, અરદીબહેશ્ત યશ્ત, મોટી હપતન યશ્ત, ખોરદાદ યશ્ત, હોમ યશ્ત, વનન્ત યશ્ત ચાલુ ફરીફરીથી લાશ આગલ ભણાવા જોઇએ. તેમાં પણ અહમાઇ રએશ્ચ, કેરફેહ મોજદ, અને જસમે અવંઘહે મજદનો ઉપર જણાવેલો વચલો ભાગ નહી ભણવો. દોખ્મે-નશીની પછી આ નાની યશ્તેગાંન પહેલા ત્રણ દીવસ ઘેરમાં સચકારની જગા આગલ તે રવાંનની નૈયતે ચાલુ રાખવી ઘણીજ સારી છે.

ગેહસારણાનો વખત થાય ત્યાં સુધી "નાની યશ્તેગાન" ઝાદ-મર્ગમાં ચાલુ રાખવી જોઇએ. ગેહસારણું કરીને સેજદો કરીને લાશને દોખ્મે-નશીન કરવા માટે સુરજ અસ્ત પામવા અગાઉ પુરતો વખત મલે તેવી પાકી ગોઠવણ રાખવી જોઇએ, કારણ કે હાવન રપીથ્વન કે ઉજીરન એ ત્રણ ગેહમાંજ ખુરશેદની હાજરીમાં શબને દોખ્મે-નશીન કરવાનો હોકમ છે, તેથી બનતાં સુધી ટુંકા દીવસોમાં છેક સાંજ પડી જવાનો અને અંધારૂ થઇ જવાનો સંભવ હોય તો ઉજીરન ગેહને બદલે બીજે દીવસે હાવન ગેહમાં દોખ્મે-નશીન કરવા માટે ગોઠવણ રાખવી. એક વખત સચકાર ગુજર પામવાનીજ ગેહમાં જો થઇ ગયો હોય તો પછી એ સચકારની ક્રીયાની ખુબી એવી તો બુલંદ છે કે દોખ્મે-નશીની માટે ચોકસ અપવાદો સીવાય દોડાદોડ કરવાની ખાસ જરૂર નથી.

હવે ગેહસારણાંનાં વખત અગાઉ બે નસેસાલાર સાહેબોએ નાહી-ધોઇને ફકત નીરંગ લગાડીને કુસ્તી કરીને હાથે પગે તમામ ઢાંકણુ રાખીને ફકત આંખ, નાક અને ચહેરાનો ભાગ ઉઘાડા રહે તેમ સફેદ પોશાકમાં સજ થઇને બેઉ સાહેબોએ પેવંદ રાખીને સરોશની બાજ "અષહે" સુધી બહાર લેવી, અને પછી ગ્યાંન લેઇને ઝાદ-મર્ગમાં જે દરવાજેથી શબ અંદર લઇ જવામાં આવ્યું હતું તેજ દરવાજેથી દાખલ થવું. એજ મુજબ ખાંધ્યાઓએ પણ તૈયાર થઇને ઝાદ-મર્ગનાં મકાનની બહાર થોભવું. આ ગ્યાંન અગાઉથી તરાથી સાફ થયલી અને નવી હોય તો સરોશ બાજથી ઇજાયલી હોવી જોઇએ. તે ગ્યાંનને શબની સમાંતર થોડાં પગલાં દૂર મુકીને પછી બેઉ નસેસાલાર સાહેબોએ ગ્યાંનની આસપાસ સચકારના વખતની માફક પેલા ખીલાથી ત્રણ "યથા" સાથે ત્રણ કશ ખેંચવા, અને ગ્યાંનની અંદર નીચે ચાદર યા પીછોડી જાડી ડબલ પડની મુકીને બાજમાં અષેમ ભણવાના ચાલુ રાખી ગેહસારણાંના ખ્યાલાતમાં તેઓએ બેસવું. હવે પહેલાં સગદીદ કરવો. ત્યાર બાદ બહાર કુસ્તી

પાદયાવ કર્યા પછી ઝાદ–મર્ગમાંની લાશથી નવ કદમ* દુરથી બે મોબેદ સાહેબો પેવંદ થઇને ગ્યાંન ઉપર નજર રાખીને આ કેતાબમાં જણાવ્યા મુજબ ગેહસારણાંની સરોશની બાજ લેઇને ગેહસારણાંનું ભણતર શરૂ કરે, અને ગાથાના ૩૧ મા હાના ૪ થા ફકરામાં "વરેદા વનએમા દ્રુજેમ્" શબ્દો ભણી રહ્યા પછી પીઠ ફેરવીને ખ્યાલાતમાં તેઓ ઉભા રહે તે વખતે સગદીદ કરાવીને બેઉ નસેસાલાર સાહેબો સાથે ઉભા થઇને સીલ (લાદી) ઉપરથી અદબ આદાબ સાથે આસ્તે રહીને લાશને ઉંચકીને ગ્યાંનમાં સંભાળથી મુકે, અને પછી મોબેદ સાહેબો પાછા ફરીને તે શબનાં મહોંડાં તરફ નજર રાખીને બાકીનું ગેહસારણું પુરૂં કરે. તેટલાં નસેસાલાર સાહેબો ગ્યાંનની ઉપરની જાડી ચદરો (ચદરણી) **અષેમ**ના કલામ સાથ બાંધવાનું કામ કરયા જાય, અને સેજદા માટે ફકત શબનું મહોડું ખુલ્લું રાખી બેસી રહે. ગેહસારણું ખતમ થયા બાદ પાછો સગદીદ કરવો. પછી મીજલસમાં પધારનારા મરદો તથા ઓરતો ત્યાં અદબ આદાબથી અને શાંતીથી તે શબના રવાનને સેજદો કરી શાંતીના "અષેમ"ના વીચાર કે કે. સેજદો પુરો થયા પછી ગ્યાંનને બરાબર ચદરોથી સંપુર્ણ ઢાંકી લે, અને ગ્યાંનને ઝાદ–મર્ગનાં મકાનના **બીજા દરવાજામાંથી** બહાર લેઇ જાય, અને બધા નસેસાલારો અને ઉંચકનારાઓ બાજમાં "અષેમ" ભણતાં ગંભીરાઇથી રસ્તો કાપે. તેટલાં લાશના સીલને બીજા ખાંધ મારનારા સાહેબો બહાર કહાડીને મુકે, અને ગ્યાંનની જગ્યાથી તે સીલની જગ્યા ઉપર તથા છેક બહાર સીલ ઉપર સારી રવેશે ગૌમુતનો છંટકાવ ઘેરનાં કોઇ આદમીએ કર્યા પછી ત્યાં મળેલી અનજુમનના જે સાહેબોએ પાયદસ્ત કરવી હોય તેઓ પુર તાજીમ–તવાજેથી પાયદસ્ત કરે, એટલે કે કુસ્તી કરીને સરોશની બાજ "અપહે" સુધી લઇને બબે જન પેવંદ થઇને મુન ધરીને એટલે કે મુંગે મહોંડે "**અષેમ**" ભણતાં ભણતાં ગુજરેલાં ઉરવાન તરફનાંજ મીશ્રમાં પુર મોહબત અને માનથી મશ્ગુલ રહીને ધીરે ધીરે

---

* મુંબઇમાં એક કદમ આશરે ૩॥) ફીટનું થાય છે. કદમ માપવાની ખાસ રીતી છે.

રસ્તો કાપે. આ પાયદસ્તની મીજલસમાં શબની પાછલ ઓછામાં ઓછા ૪૫ કદમ દુર પહેલાં ગેહસારણુાવાળા મોબેદો ચાલે અને તેઓ બાજમાં ફરીથી બીજું ગેહસારણું ભણુતાં ભણુતાં રસ્તામાં ચાલે, જેઓની પાછલ બીજી મોબેદની એક જોડ ચાલુ "યસ્ન હપતંહાઇતી" યાને મોટી હફ્તન યસ્તના કલામ ભણુતાં પાયદસ્ત કરે જેમાંનો "યાતુ જી" નો કરદો ખાસ સાત વાર પઢે, અને તેની પાછલ ઉપર મુજબ આખી અનજુમન મુનમાં અર્પમ ભણુતાં પાયદસ્ત કરે. વળી આ અનજુમનની પાછલ બસ્તેકુસ્તીઆંન નોકરો ઝાદ-મર્ગમાં હાજર થયલી મીજલસ તરફનું સુખડ-લોબાંન દોખમાની સઘડીને પુગાડવા માટે લઇ જતાં ઉપર મુજબ પાયદસ્ત કરે. વળી શબની આગલ નવ કદમ દુર એક બસ્તેકુસ્તીઆંન નોકર સગનો ખોરાક અને સુખડલોબાંન લઇને પહેલો ચાલે. આ પાયદસ્ત અગાઉ પુર ગંભીરાઇથી અને ધીરેથી અદબ-આદાબથી તરીકત જાળવીને થતી હતી, અને હાલની માફક શબની લગોલગ રહેવાની દોડાદોડી કરતા હતા નહીં. આ પાયદસ્ત કરતી વખતે નસેસાલારો રસ્તામાં ઉભા રહીને જ્યારેબી ખાંધ બદલે કે તુરત પેલી પેશ મોબેદોની જોડ એકદમ ઉભી રહી જતી અને ૪૫ કદમનો કાયદો જાળવતી, જેથી હમરીત યા પતરીત રીમની લાગુ નહી પડે. આજે તો એક મરણુ વખતે બેહેદીનો તથા મોબેદો સુદ્ધાં અને વાપરવેશની તમામ ચીજો પણુ નસાની આલુદગીથી તદન રીમન થઇ જાય છે, જેનું કશું ભાન પણુ કોઇને નથી. અગાઉ તો જેટલો રસ્તો પાયદસ્તનાં કામમાં આવતો, તે રસ્તાને શબ લઇ જતાં લાગેલી રીમની દુર કરવા માટે, વંદીદાદ, ફ૦ ૮; ૧૬ મુજબ સગદીદને લાયકના કુતરાઓ જેઓ કાંઇબી કુદરતી કે હસ્તકૃત ખોડખાપણુ વગરના (દાખલા તરીકે કાન કે પુછડી કાપ્યા વગરના), આકુ-ચશ્મ એટલે આંખની ઉપર બે પીળાં ધાબાં સાથના, ૨૦ યા ૨૧ નખનાં "વીશ-હારન" જાતના કુતરાઓ મારફતે નીચે મુજબ હે ...

રસ્તો નસાની રીમનીથી પાક કરતા : ઝાદ-મર્ગથી દોખ્માનું જેટલું છેટું હોય તેનો હીસાબ કાઢીને, બે-ત્રણ યા વધુ કુતરાઓને સાંકળે બાંધીને બસ્તે-કુસ્તીઆંન નોકરો પોતપોતાનાં છેટાં પર ત્રણ ત્રણ વાર તેઓને દોડાવતા, જેથી કુતરાઓની આંખમાંના મેગ્નેટીક પ્રવાહોથી તે રસ્તાને લાગેલી દરૂજીએ-નસુ કપાઇ જઇ રસ્તો જલદીથી જરથોસ્તીઓના વપરાસ માટે લાયક થતો હતો. રસ્તો આવી રીતે પાવ થયા પછીજ પેલી પાયદસ્તે ગયલી અનજુમન દોખ્મે-નશીની પછી તે રસ્તે ગુજરનારનાં ઘેર સુધી પાછી ફરતી, જે વખતે તેઓ "**યથા**" ના કલામ ભણતાં ભણતાં ચાલતા.

જ્યાં એક બીના ઉપર ખાસ ફરીથી ધ્યાન ખેંચવાની જરૂર છે કે નસેસાલારો ખાંધ્યાઓ તેમજ સચકાર કરનારાઓએ એક વાર "**સરોશની બાજ**" લીધા વછી બીલકુલ મહોડું ઉઘાડીને વાત કરવી નહીજ જોઇએ અને હસી-મશ્કેરીથી તદન બાઝ રહી, પ્રસંગને અનુકુળ ગંભીરતા જાળવવીજ જોઇએ. એજ પ્રમાણે ગેહસારનારા મોબેદ સાહેબોએ તથા પાયદસ્ત જનારા સાહેબોએ પણ "સરોશ-બાજ" લીધા પછી વાત કદીબી કરવી જોઇએ નહી પણ બધાંઓએ મરણની ગંભીરતાનો હમેશાં ખ્યાલ રાખીને એટલો વખત મુન (ચુપકીદી) ખાસ ધારણ કરવી, અને પાયદસ્તની તરીકતનાં પોતપોતીકાં ભણતરમાં મશ્ગુલ રહેવું. વળી ઝાદ-મર્ગની મીજલસમાં આવનારાં મરદો તથા બાનુઓએ પણ બીજાં ત્રીજાં ટાહેલાં મારવાથી દૂર રહેવાની જરૂર છે, અને ફકત ગેહસારણાના ખ્યાલાત યાને વિચારોમાંજ મશગુલ રહીને તે ગુજરનાર રવાન તરફની ફરજ બજાવવા તેઓ ખાસ ભેગાં મળ્યાં છે તે ગંભીર અવસર અને મરનાર તરફની સાચ્ચી ફરજનો ખ્યાલ રાખીને તેવા ખ્યાલાતમાંજ ગુંટાયલા રહેવાથી ખુદ પોતાને તેમજ તે રવાનને ઘણો ફાયદો કરી શકશે. વળી મરનારનાં વ્હાલાંઓએ તેનાં હીતને ખાતર રૂદન તેમજ વિલાપ કરવાથી બાઝ રહેવું.

હવે, દોખ્માની નજદીક આવી પુગતાં, તે શબને છેલ્લો સેજદો કરવાની ખાસ બનાવેલી પાવીમાં નસેસાલારો મુકે, અને શબનો ચેહેરો ખુલ્લો કરે. આ પાવી એવી રીતની હોય છે કે દોખમાને છેટેથી એક અમુક જગા ઉપર, ગ્યાંન રહે અને બધાંને શબ દેખાય તેટલી પથ્થરની ખાસ ઉંચી બેઠક બનાવેલી હોય છે અને તેને તમામ ફરતો ઓછાંમાં ઓછાં નવ કદમ દુર (એટલે કે મુંબઇમાં આશરે ૩૨ ફીટ દુર) પથ્થરની બેઠી દેવાલનો ઘેરાવો કરેલો હોય છે, જેની બહાર બધા પાયદસ્ત કરનારાઓ મોબેદો સીવાય ફરતા ઉભા રહી જઇ તે ગ્યાંનમાંનાં શબને દુરથી **અષેંમ** સાથે સેજદો કરે છે. પણ તેટલાં પેલી મોબેદોની જોડથી જો રસ્તામાં મોટી યશ્તેગાંન યાને ગેહસારણું નહીં પુરું થયું હોય તો તે પાવીથી છેક ૪૫ કદમ દુર આખી અનજુમને પહેલાં થોભી જવું અને ગેહસારણું ત્યાં ખતમ કરી બધા મોબેદ સાહેબો સઘડી તરફનો રસ્તો લે, જ્યારે બાકીની અનજુમન પેલી પાવીથી નવ કદમ દુર ઉપર મુજબ ઉભા રહીને રવાનને સેજદો કરે. ત્યાર બાદ તે શબને સેવટનું સગદીદ કરાવી ચદરો ઢાંકી દઇ નસે–સાલારો તેને દોખ્માની અંદર લઇ જાય. આ દોખ્મું તાણો પુરવાની તેમજ ઇજવાની ક્રીયાને લીધે ગાશેકી આલુદગી દુર કરવામાં બહુ કવી (અસરકારક) થયલું હોય છે. શબને દોખ્માની પાવીમાં ઘટતી તરતીબથી મુકયા પછી તેમજ તે ઉપરનાં ઘટતાં કપડાં ચીરીને શબને પક્ષીઓ ભક્ષ કરી શકે તેમજ તડકો લાગી શકે તેવી રીતે ખુલ્લું કર્યા પછી ગ્યાંન લઇને નસેસાલારો બહાર આવે ત્યારે દોખ્મેનશીનીની ક્રીયા ખતમ થાય છે. ત્યાર બાદ નસેસાલારો–ખાંધ્યાઓ ઘટતી તરતીબથી પોતાનું રીમન યા સાદું નાહાન લેવાની તૈયારી કરે, જ્યારે પાયદસ્તે ગયલી અનજુમન સરોશની બાજ પેલી છેલા સેજદાની પાવી આગલ મુકીને દોખ્માનો નમસ્કાર કરે, અને ફક્ત નીરંગથી હાથ મોંહડું ધોઇ અહુરમજદ ખોદાએની પાજંદ નીરંગથી બે [illegible] અને એક અષેંમ

ભણીને કુસ્તી ખતમ કરે. ત્યાર બાદ, સગડી આગલ રહેતી નાહનીઓમાં નીરંગ-રેતી લગાડીને ગોસલ ઉતારીને નાહવાની બાજથી તન પાક કરે, અને પાછા ફરવા આગમચ સગડીનાં આતશે-દાદગાહ ઉપર જે સુખડ-લોબાંન પોતાનાં બસ્તે-કુસ્તીઆંન નોકરો પાસે આગમચથી મોકલાવેલું હતું તે તે ઉરવાનની નૈયતે ચઢાવે. પછી પાયદસ્તે ગયલી અનજુમન ઉપર જણાવી ગયા મુજબ જે રસ્તો સગદીદથી પાવ થયલો છે તે રસ્તે પહેલાં ઉરવાનનાં ઘેર તરફ નીચે મુજબ પાછા ફરે, (તેઓનાં આંગના ઉતારેલાં અને ધોઇ કાઢેલાં કપડાં નોકરો લઇ આવે.) પાયદસ્ત કરનારાઓ સગડીમાં સુખડ ચહડાવી બહાર આવી ગુજરેલાંનાં ઘેર તરફનો રસ્તો લેતાં થોડાએક કદમ ચાલીને જમીન સુજારે, એટલે કે **જમણે હાથે** કપડાંનું પેવંદ કરીને તે હાથ જમીન ઉપર મુકે અને **જમણા** પગનું ગુંઠણુ જમીન ઉપર મુકીને એક યથા પઢે. આ પછી ત્રણ કદમ આગલ ચાલીને ફરી બીજી વાર એમજ પેવંદ **જમીન-સુ** ધરીને એક યથા પઢે. ફરી ત્રીજી વાર એજ રવેશે ચાલી એક યથા પઢી રહ્યા પછી સરોશ બાજ "અષહે" સુધી પઢીને ચાલુ મુનમાં યથા પઢતાં પઢતાં ગુજરનારને ઘેરે જાય. ત્યાં બેસી સરોશની બાજ મુકીને એકબીજાંને હમાજોર થઇને પોતપોતાને ઘેરે યા કામેકાજે જાય. આવી રીતે "**પાયદસ્ત**" ની અસલ તરીકત છે, જે ગંભીરાઇથી બજાવનારને દરેક કદમે બહુજ સવાબ લાગે છે એમ જણાવ્યું છે, કારણ કે ગુજર-નારનાં રવાન ઉપર શબને હવામાંથી ઉંચકી લઇ હાલતાં હાલતાં પસાર થતાં જે દરૂજે-નસુશ અને ગાશેકી ગલબો વધવા પામે છે, તેને **પેવંદથી***

---

* એજ કારણને લીધે ગેહસારણું ભણાયા પછી ગ્યાનમાં મુકેલી લાશને ખાંધ્યાઓના ખભાં ઉપરજ લઇ જવી જોઇએ, અને ગાડીમાં મુકીને નહીજ લઇ જવી જોઇએ. આદમીની અંદર જે "આતશે-વોહુફ્રયાન" નામની મેગ્નેટીક

(ફુટનોટ ચાલુ.

પાયદસ્ત કરનારાઓ પોતાનાં જીવતાં મગનાટીસનાં વધારી દીધેલાં બળથી જમીનની આરમઇતી (એટલે Terrestrial Magnetism) માં જોશથી ખેંચાવી દે છે. આવી રીતે પાયદસ્ત કરનારાઓ ગુજરેલાં રવાનને નસાની આલુદગીથી બહુ રાહત આપતા હોવાથી તે રવાનની દહમ-આફ્રીતી તેઓપર ઉતરે છે, એટલુંજ નહી પણ નસાની આલુદગી હવામાં ફેલાઇને કુદરતની પેદાયશોને નુકસાન કરતાં અટકી જાય છે. આને લીધેજ પાયદસ્તની ક્રીયાની મોતેબરી વધી જાય છે. પેલા ઘેરના સગદીદના કુતરાને તેમજ રસ્તા માટે વાપરેલા કુતરાઓને માટે લીધેલો નાન–શીર (રોટી–દુધ) નો ખોરાક તેઓના નોકરો (સગ–હમાલો) ખવાડે.

હવે આની ગમ ઘેરનાં બાનુઓ અને મરદો જેઓ ત્યાં રહેલાં હોય તેઓ પોતે ગોસલ ઉતારી સરોશની કુસ્તી કરીને, પેલાં ઝાદ–મર્ગમાં શબની જગા આગલ—કે જે જગા અને શીલ પણ પાયદસ્ત પછી નીરંગથી પાક કરેલાં હોય છે—અને જયાં પહેલેથીજ ઘેરનો આતશ બુઆનપર રોશન રાખેલો હોય છે ત્યાં જઇને તે આતશપર સુખડ-લોબાંન મુકે, અને તે ગુજરેલાં ઉરવાને આખી જીંદગીમાં કીધેલી કારદાનીની સજા–જજાના મીશ્ર તેઓ નીચે મુજબ ફેંકે, કે

"કેસાસને કાયદે દરેક જીરમમાંથી સીલસીલાબંદ થતા આવેલા ગુનાહોથી (ફલાંન બીન યા બીન્ત ફલાંન) ઉરવાન કુદરતના ઇનસાફને કાયદે અને પેગામ્બર સાહેબે શીખવેલી યસ્ન (ક્રીયાઓ) ને કાયદે, જો

---

[પાને ૬૭ થી ફુટનોટ ચાલુ.]

ગતી કાર્ય કરે છે તે "આતશે વોહુફ્રયાન" વાળાઓએજ ગેહસારણું ભણાચલી લાશ સાથની ગ્યાનને ખભાં સાથે પેવંદ આપીને ઉચકવી જોઇએ, જેથી કરીને ઉપર જણાવ્યું છે તેમ હવામાંથી ગ્યાન પસાર થતી વખતે દરૂજે નસુશનો જોશ વધવાને બદલે ઉચકનારાઓના "આતશે વોહુફ્રયાન" મારફતે નીરસુલ થઇ જઇને જમીન તરફ જલદીથી ખેંચાઇ (conduct) જાય છે.

એ ઉરવાન "**સઝા**" ને લગતું એટલે બદ કરણીને લીધે આ દુન્યામાં પાછું જન્મવાનું હોય, તો તેની સઝા યાને પાદફરાસમાં તેને તસલ્લી યાને રાહત મળે, અને જો "**જઝા**" નું હોય એટલે કે પોતાની શાદ કારદાનીને લીધે અહીં નહીં પાછું જન્મતાં પોતાનો "પાદ–દહીશ્ને" (નજરચુકોનો બદલો) વરજમી ઉપર ભોગવીને પણ આગલ વધનારૂં હોય, તો તે પોતાનો "હમ–બેહેરે" લઇને આગલ વધે!"

ઉપલા મીશ્ર રૂહાંનનાં લોબાન વખતે પણ હમેશાં કરી શકાય છે.

હવે પેલાં આતશનાં પાતરાંને ઝાદ–મર્ગમાંથી લાવી પોતાનાં ઘેરમાં-ની સચકારની જગ્યા આગલ રાખેલા રોશન ચેરાગની બાજુમાં મુકીને તે જગા આગલ ત્રણ દીવસ સુધી આતશ અસમ–બોએથી ચાલુ રોશન રાખે. વળી ત્યાં મુકેલા ચેરાગની બાજુમાં એક ચોખ્ખાં "આબે–રવા" થી ભરેલો બેહરેહ યાને કળસ્યો પેવંદથી પીત્તલની આરનીપર મુકે અને તેની ઉપર ફુલ્યાંમાં ગુલ યાને ફુલો રાખે. આ પાણીનો કળસ્યો અને ગુલ (ફુલો) જ્યાં સુધી ઉપર મુજબ ભોંય રાખી હોય તેટલી મુદત દરમ્યાન રોજ તાજાં સહવારનાં બદલ્યાં કરવાં. વળી ત્રણ દીવસ સુધી મરનારનાં ખેશ કુટુંબીઓ, મરનારનાં કુટુંબને ઘેરે તોશો પુગાડે એટલે રાંધેલું ખાનું મોકલાવ્યા કરે, કારણ કે ઘેરનો આતશ તો ત્રણ દીવસ સુધી મરનારની ક્રીયા માટે Reserved એલાહેદો કરવામાં આવે છે.

આ ઉપર જણાવેલી તરતીબો કાંય પાળવી જોઇએ, અને તેમ અમલ કરયાથી શું શું ફાયદા થાય છે, એ બાબદ વધુ ધ્યાન આપવા જોગ છે જે કોઈ ભવિષ્યના પ્રસંગ ઉપર ખુદાના ચાહવાથી રાખીશું. તેટલાં, ગુજરવાની ઘડીથી તે સેવટની પાયદસ્ત તથા દોખ્મે–નશીનીને લગતી અગત્યની અસલ તરતીબોનો આ નાનકડી કેતાબમાં કીધેલો પહેલ-વહેલો મખ્જન દરેક સાચ્ચા, અસલ તરીકતોને સંગીન રૂપમાં જળ-વાયલી જોવા ચાહનારા જરથોસ્તી ભાઇ બેહેનોની પસંદગી પામશે,

એવી આ કમતરીન લખનાર આશા રાખે છે. ખુદા કરેને દીન આઇનને લગતી દરેક બાબદમાં હમદીનો પોતાની કાબેલ મગજ-શકિતથી સમજીને તે મુજબ અમલ કરવાને પોતાની જાનફેશાની અને એતેકાદ બતાવતાં રહે એવી દુવા આમીન થાઓ! જેથી કરીને હમદીનો આ દુન્યામાં જન્મ લેવાની બુલંદ મતલબ પાર પાડીને ચાલુ જન્મ–મરણના ફેરાઓમાંથી યાને કે "તનાસખ" માંથી મુકત થઇને હમેશની નાઝી યાને રવાન–બોખ્તગીનું અમરગીનું સુખ અને ખરી મીનોઇ ખુશાંલી મેળવવાને લાયક થાય! **આમીન! આમીન!! આમીન!!!**



## નોંધ:

[ આ ચોપડી મુફત વહેંચવામાં આવે છે. જેઓને જોઇતી હોય તેઓએ પોસ્ટેજનો એક આનો મોકલી **એરવદ ફીરોઝ, શાપુરજી મસાની, સોલીસીટર, ૩૭૫, હોર્નબી રોડ, કોટ, મુંબાઇ, યા તો ઑનરરી સેક્રેટરી, પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી, ૧૧૪-૧૧૬, પારસી બજાર, કોટ, મુંબઇને સરનામે મંગાવી લેવી.** ]